ક. ર. નં. ૩૧૮

મુંબઈ રાજ્યના સરકારી કેળવણી ખાતાએ પત્ર નં. P. 61
(b) રર 61-26-7-50 થી પાઠ્ય પુસ્તક તરીકે મંજુર કરેલ છે,
અને
સૌરાષ્ટ્ર સરકારે પાઠ્ય પુસ્તક તરીકે મંજુર કરેલ છે.

# ગુજરાતનું ઐતિહાસિક ગૌરવ

(ધોરણ ૪ થા માટે)


લેખક :
રામનારાયણ નાગરદાસ પાઠક
ગાંધી આશ્રમ, પોરબંદર

ચિત્રકાર : ધિરેન ગાંધી ( શાંતિનિકેતન )


ડૉ. પ્રદ્યુમ્ન ભ. ખાચર




: પ્રકાશક :
ઠા. ખેચર મેઘજી એન્ડ સન્સ, રાજકોટ

ત ૦-૬-૦ પ્રત ૬૦૦૦ ૧૯૫૨

# ગુજરાતનું ઐતિહાસિક ગૌરવ

આ નાની પુસ્તીકામાં ગુજરાતનું ગૌરવ વધારનાર કેટલાંએક ઐતિહાસિક સ્ત્રીપુરુષોનાં ટૂકાં જીવન આપેલાં છે.

ગુજરાત મુખ્યત્વે વેપારપ્રધાન ગણાય છે. આપણા પ્રાંતના મોટા ભાગમાં દરિયા કિનારો લાગેલો છે. તેને લીધે સાહસિક વેપારીઓ અને વહાણવટીઓ ગુજરાતમાં ખૂબ પાકયા છે. ગુજરાતમાં કેટલાંએક બંદરો એક વખત દુનિયાભરમાં જાણીતાં હતાં. આજે પણ ગુજરાતી ખારવાઓ દુનિયા આખીમાં ફરે છે. મોંબાસાથી વાસ્કો–ડી–ગામાને કાલીકટ બંદરે લઈ આવનાર કાનો માલમ આપણા કચ્છનો હતો.

આફ્રિકાના ઊંડા જંગલમાં જઈએ કે સિંગાપુર, હોંગકોંગ થઈ ટોકીઓ જઈએ; ગુજરાતી વેપારીઓ આપણને નજરે પડયા વિના રહે નહિ. દૂર દેશાવરમાં જઈ વેપાર જમાવવાની કળા ગુજરાતીઓને વરેલી છે.

આ વેપારીઓનાં ચારિત્રો લખ્યાં હોય તો એક આખું પુસ્તક ભરાય.

ગુજરાતની ફળદ્રુપ ભૂમિમાંથી સંતો, ધર્મસ્થાપકો, રાજ્યસ્થાપકો, શોધકો, કવિઓ, કારીગરો, મુત્સદ્દીઓ, વ્યાયામપટુઓ, ખેલાડીઓ અને સાહસિક વેપારીઓ પાકયા છે

શ્રીકૃષ્ણ, હેમાચાર્ય, નરસિંહ મહેતા, સહજાનંદ સ્વામી, દયાનંદ સરસ્વતી અને મહાત્મા ગાંધીજી જેવા પવિત્ર પુરુષોનાં પગલાંથી ગુજરાતની ભૂમિ પાવન થયેલી.

છેલ્લાં પચીશ વરસમાં ગાંધીની ગુજરાતે જગતભરમાં નામ કાઢયું છે. ગણતરીબાજ ગણાતા ગુજરાતીઓએ અહિંસક શૌર્યનાં પદાર્થપાઠ જગત આગળ ધર્યાં છે. ધીરજ, સંપ, સાદાઈ, હિંમત, વ્યવહારકુશળતા વગેરે સદ્દગુણો ગુજરાતની ભાવિ પેઢીમાં ઊતરી રહ્યાં છે.

આ પુસ્તકમાં આવેલાં સ્ત્રીપુરૂષોનો મહાન વારસો આપણે કઈ રીતે સાચવીશું ? કઈ રીતે વધારીશું ? એ વિચાર આ પુસ્તક વાંચનારે કરવાનો છે

આ પુસ્તક વાંચી જઈને તેમાં ઘટતાં સૂચનો કરવા બદલ શ્રી નરહરિભાઈ પરિખનો આભારી થયો છું.

**લેખક.**

# પ્રકાશકના બે બોલ

અમારા પૂજ્ય સ્વ. પિતાશ્રી બેચરભાઈ તથા સ્વ. વડીલભાઈ વિઠ્ઠલજીભાઈના હૃદયમાં સસ્તાં ગુજરાતી પાઠ્યપુસ્તકો દ્વારા ગુજરાતી જનતાની સંસ્કારવૃદ્ધિ તરફ જે શુભેચ્છાઓ સતત હતી તેને અનુલક્ષીને આ "ગુજરાતનું ઐતિહાસિક ગૌરવ" પ્રસિદ્ધ કરતાં અમોને સંતોષ થાય છે.

આ પુસ્તકમાં ગુજરાતની જે મહાન વિભૂતિઓનાં સંક્ષિપ્ત ચરિત્રો રસમય રીતે લેખકે રજુ કર્યાં છે, તેથી ભાવિ પ્રજાના હૃદયમાં સ્વદેશપ્રીતિ અને આપણા સમર્થ મહાપુરુષો પ્રત્યે માન અને પૂજ્યભાવ ઉત્પન્ન થશે, એ આશા અસ્થાને નથી. આ સાથે અમોએ નિશ્ચય રાખ્યો છે કે આ આવૃત્તિની નકલો પડતર કીંમતે જ આપવી.

સને ૧૯૩૯-૪૦ માં ગુજરાતમાં એક જ પ્રકારનાં પાઠ્યપુસ્તકો હોવાં જોઈએ એવી વિચારણા અગ્રેસરોએ કરી હતી; તે સમયમાં શ્રી રામનારાયણ ના. પાઠકે આ પુસ્તક અમારી સૂચના મુજબ તૈયાર કરી આપ્યું હતું. પરંતુ વિશ્વયુદ્ધના વિષમ સંયોગોમાં તે પ્રસિધ્ધ થઈ શકયું નહિ. આજે હવે ભારતની સ્વતંત્રતાના સૂર્યનાં કિરણોમાં ગુજરાત પ્રકાશી ઊઠયું છે, ત્યારે તેની મંગળમય દીપ્તિમાં આ પુસ્તક યોગ્ય સમયે પ્રસિદ્ધ થાય છે. આશા છે કે તે ગુજરાતના ભાવિ નાગરિકોના ઘડતરમાં પોતાનો ઇષ્ટફાળો આપશે.

આ પુસ્તકના પાઠો : (૧) **સ્વામિનારાયણ, મહાત્મા ગાંધીજી અને સ્વરાજનો ઝંડો** એમાં વિગતોના યોગ્ય સુધારા વધારા કરી આપવા બદલ તથા પોતનું '**ભારતીય ધ્વજગીત**' આ પુસ્તકમાં આપવા બદલ અમે કવિ શ્રી **ત્રિભુવનભાઈ**ના આભારી છીએ.

**રાજકોટ** **પ્રકાશક**

તા. ૯–૩–૪૮

પહેલી આવૃત્તિ : માર્ચ ૧૯૪૮, ફરી છાપી : ઓગષ્ટ ૧૯૪૮: **ફેબ્રુઆરી ૧૯૪૯**, એપ્રિલ ૧૯૪૯, જાન્યુઆરી ૧૯૫૦, જુલાઈ ૧૯૫૦, **ફેબ્રુઆરી ૧૯૫૧**, એપ્રિલ ૧૯૫૧, માર્ચ ૧૯૫૨, મે ૧૯૫૨.

# અનુક્રમણિકા




ડૉ. પ્રદ્યુમ્ન ભ. ખાચર


# ગુજરાતનું ઐતિહાસિક ગૌરવ

## ૧

## શ્રીકૃષ્ણ



ઊગતા સૂર્યના તેજથી દીપતો એક રથ મથુરા નગરીમાંથી બહાર નીકળ્યો. એ રથને સોનાના પતરાં જડેલાં હતાં, સોનેરી ઘુઘરીઓ લટકાવી હતી ને ઉપર સોનેરી કળશ શોભતો હતો. રથને ચાર સફેદ ઘોડા જોડ્યા હતા. જમીનને જાણે અડતો જ ન હોય તેમ રથ ઘરઘરાટ કરતો દોડ્યે જતો હતો.

મથુરાનો રાજા કંસ એ રથ હાંકતો હતો. પોતાની વહાલી બહેન દેવકીને એ સાસરે મૂકવા જતો હતો. રથમાં દેવકી અને તેના પતિ વસુદેવ હસીને વાત કરી રહ્યાં હતાં.

બેચાર ગાઉનો પંથ કાપ્યો નહિ હોય ત્યાં એકાએક કંસે રથ ઊભો રાખ્યો. ઘોડા ઘૂંટણભર થઈ ગયા. વસુદેવ અને દેવકી પડતાં પડતાં બચ્યાં. દેવકીએ ગભરાઈ જઈને પૂછ્યું : ‘શું થયું મોટાભાઈ ?’

કંસે કશો જવાબ આપ્યો નહિ. એનો ચહેરો એવો બિહામણો બની ગયો કે દેવકીથી સામે પણ જોવાયું નહિ. કંસે રથ એકદમ

પાછો વાળ્યો. મથુરા આવી એક જૂના મહેલમાં બહેન બનેવીને કેદ કર્યાં. દરવાજા ઉપર ઉઘાડી તલવારે પહેરો બેસાડયો. કંસના બાપ ઉગ્રસેન વૃદ્ધ હતા તેમણે કંપતે અવાજે પૂછયું : 'બહેનને કેદમાં પૂરી છે એ વાત ખરી છે દીકરા?'

'હા' કંસનો અવાજ ગાજી ઊઠયો : એ બંનેના તો કકડા કરી નાખત, પણ પગે પડયા અને છોકરા આપી દેવાનું કબૂલ્યું તેથી જીવતાં રહેવાં દીધાં છે.'

'પણ કારણ શું?'

'મને આકાશમાંથી અવાજ સંભળાયો, કે 'દેવકીનું આઠમું સંતાન તને મારશે.'

ઉગ્રસેન હસી પડયો ને બોલ્યો : 'એ તો તું લોકો ઉપર બહુ જુલમ કરે છે એથી તને મનમાંથી બીક લાગ્યા કરે છે.'

'તમારે એ બાબતમાં કશું બોલવાની જરૂર નથી' કંસ ખીજાયો અને તરત જ મહેલમાં ચાલ્યો ગયો. કંસ જેટલો જુલમગાર હતો તેટલો જ વહેમી અને ડરપોક હતો

રડતી બહેનના ખોળામાંથી એક પછી એક સાત કૂમળાં બાળકો ખેંચીને કંસે મારી નાખ્યાં. મથુરામાં હાહાકાર વર્તી રહ્યો, છતાં કંસની ધાકથી કોઈ ચૂં કે ચાં કરી શકયું નહિ; પણ કંસના પાપનો ઘડો ભરાઈ રહ્યો હતો.

શ્રાવણ માસની અંધારી આઠમ હતી. ઝરમર ઝરમર વરસાદ વરસતો હતો મધરાતની મેઘલી જામી હતી. ચોમેર સૂમસામ હતું એ વખતે દેવકીને પુત્ર અવતર્યો. દેવકીએ વસુદેવને ધીમે રહીને કહ્યું : 'આ બાળકને ગમે તેમ કરીને જીવતો રાખો.'

વસુદેવે એક કરંડિયામાં એને સુવાડયો. ઓરડામાંથી બહાર નીકળ્યા. પહેરેગીર ઝોલાં ખાતા હતા; દરવાજો ખોલીને વસુદેવ બહાર ચાલ્યા.



યમુના નદીનાં શામળાં નીર ઉતાવળે ચાલ્યા જતાં હતાં. સામે તીર વસુદેવના મિત્ર નંદરાયનું ગોકુલ હતું. હજારો ગાયોને રાખીને હરિયાળા કિનારા પર ગોવાળિયા નેસ બાંધીને રહેતા હતા. નંદરાય તેના મુખી હતા.




વસુદેવ ગોકુળમાં ગયા. નંદરાયને પુત્રની સોંપણી કરી. નંદને ઘેર તે જ વખતે જન્મેલી બાળકીને લઈને વસુદેવ મથુરામાં પાછા આવ્યા.

સવાર પડતાં ગોકુળિયામાં ઘેર ઘેર આનંદ છવાયો. નંદની સ્ત્રી યશોદાના હરખનો પાર ન રહ્યો દીકરાનો વાન શામળો હતો તેથી તેનું નામ કૃષ્ણ પાડયું. ગોવાળિયા તેને કાનુડો કહેતા. બાળપણમાં કાનુડાએ ગોકુળિયાને ગાંડું કર્યું જમના નદીના ધરામાં મોટો ઝેરી નાગ રહેતો હતો. તેનો સૌને ભારે ડર હતો. કાનુડાએ તેને મારી નસાડયો. એક વાર દર વરસ કરતાં ચાર પાંચ ગણો વરસાદ એક સામટો પડયો. ઢોર, ઘર અને માણસો તણાવાની બીક લાગી. એ વખતે કૃષ્ણે સૌને ગોવર્ધન પર્વત નીચે લઈ જઈને બચાવી લીધાં.

શ્રીકૃષ્ણના એક ઓરમાન ભાઈ બળદેવ કરીને હતા તે પણ ગોકુળમાં જ મોટા થતા હતા. આ બંને ભાઈઓના પરાક્રમોથી

કંસને બીક પેઠી. તેણે એ બંનેને મારી નાખવા પ્રયત્નો કર્યા પણ ન ફાવ્યો.

આખરે એક વાર શ્રીકૃષ્ણ અને બળદેવ મોટા મેળા ઉપર મથુરા ગયા; એ વખતે કૃષ્ણ–બળદેવે ભરસભામાં જઈ કંસનો ચોટલો ઝાલીને પછાડયો ને મારી નાખ્યો અને માતાપિતાને છોડાવ્યાં. કંસના પિતા ઉગ્રસેનને ગાદીએ બેસાડયા. આથી સૌને નિરાંત થઈ. કંસનો સસરો જરાસંઘ મગધ દેશનો બળવાન રાજા હતો. તેણે જમાઈનું વેર લેવા મથુરા ઉપર સત્તર સવારીઓ કરી, પણ શ્રીકૃષ્ણે તેને સખત હાર આપી; છેલ્લે અઢારમી વાર જરાસંઘ ચડી આવ્યો ત્યારે શ્રીકૃષ્ણે વિચાર કર્યો કે મારે લીધે મથુરાના લોકોને હેરાન થવું પડે છે એ બરાબર નથી. તેઓ બળદેવજીને સાથે લઈ સૌરાષ્ટ્રને પશ્ચિમ કિનારે ગયા. યાદવોનું રાજ્ય સ્થાપ્યું. ધીમે ધીમે દ્વારિકાની સમૃદ્ધિ વધતી ગઈ. ત્યાં દ્વારિકા નામની સુંદર નગરી વસાવી. આસપાસના લોકોને વશ કરી યાદવોની સેના ભલભલા રાજાઓને નમાવવા લાગી.

આવા વૈભવમાં પણ શ્રીકૃષ્ણને અભિમાન નહોતું. એક વાર દ્વારિકાના રાજમહેલને દરવાજે એક રંક બ્રાહ્મણ આવીને ઊભો રહ્યો પંખડી જેવું શરીર, મોટું દાઢું, એક હાથમાં તુંબડી ને બીજામાં લાકડી, ટૂંકું પંચિયું પહેર્યું હતું. માથે મોટી જટા હતી. વિવેકી દરવાને પ્રેમથી પૂછયું : 'આપને કોનું કામ છે મહારાજ?' 'શ્રીકૃષ્ણ મારા બાળપણના મિત્ર છે. તેને મળવા છેક પોરબંદરથી આવ્યો છું.'

'આપનું નામ ?' 'સુદામો.'

'બેસો અહીં' કહીને પહેરગીર મહેલમાં ખબર આપવા ગયો.

શ્રીકૃષ્ણ પટરાણી સાથે રાણીવાસમાં સુખાસને બેઠા હતા. એ વખતે દાસીએ આવીને ખબર આપ્યા.

સુદામાનું નામ પડતાં શ્રીકૃષ્ણ ઊભા થયા, ઓઢવાની શાલ બાજુ પર રહી પગમાં મોજડી પહેરવાનું ભાન ન રહ્યું, દોટ દીધી ! નીચે આવીને સુદામાને જોયા, આંખમાં નીર ઊભરાયાં. સુદામા ઊઠીને પગ-



માં પડવા ગયા તેવા જ બાથમાં લઈ ભેટી પડયા ! દરબારીઓ જોઈ રહ્યા. મહેલમાં આવ્યા ત્યાં રાણીઓ મિત્રનાં રૂપ જોઈ હસવા લાગી !

શ્રીકૃષ્ણે સુદામાને સ્નાન કરાવ્યું. ધોયેલાં સ્વચ્છ કપડાં પહેરાવી પોતાની બાજુમાં બેસાડયા. કુશળ સમાચાર પૂછવા લાગ્યા. સુદામા શ્રીકૃષ્ણના બાળમિત્ર હતા. સાથે ભણ્યા હતા બન્નેની વાતો ખૂટે જ નહિ. સાંભરે છે કે સુદામા ! નદી તીરે આંબાવાડિયામાં સાંદીપનિ ઋષિનો સુંદર આશ્રમ ? આપણે સાથે રમતા, સાથે જમતા, હાથે રાંધતા, હાથે પાણી ભરતા, એક પથારીએ સૂતા ?

'અને એક વાર ગુરુજી બહાર ગયેલા ને આપણે લાકડાં લેવા ગયા હતા તે સાંભરે છે કે ?'

'જી હા. પાછા વળતાં બારે મેઘ તૂટી પડેલા ને ગુરુજી ખોળવા આવેલા તે બધું યાદ છે.' ધરાઈ ને વાતો કરી સુદામાને આઠ દિવસ રોકયા. સુદામાનું દળદર ફિટાડયું. સુદામા શ્રીકૃષ્ણના મોટા ભક્ત હતા. તેમના નામ પરથી આજે પણ પોરબંદરને સુદામાપુરી કહે છે.

એ વખતે હસ્તિનાપુરમાં પાંડવ–કૌરવનું રાજ હતું. પાંડવોની મા કુંતી શ્રીકૃષ્ણનાં ફઈ થતાં હતાં. બાણાવળી અર્જુન શ્રીકૃષ્ણના ખાસ મિત્ર હતા, અને શ્રીકૃષ્ણની બહેન સુભદ્રાને પરણ્યા હતા. પાંડવોએ રાજસૂય યજ્ઞ કર્યો ત્યારે આખા ભરતખંડમાં મહર્ષિઓ, મહારાજાઓ અને મહાજનો એકઠા થયા હતા. એ યજ્ઞમાં શ્રીકૃષ્ણની સૌથી શ્રેષ્ઠ પુરુષ તરીકે પ્રથમ પૂજા કરવામાં આવી હતી.

પાંડવ–કૌરવ પિતરાઈ ભાઈ હતા. રાજ્યના ભાગ માટે તેમની વચ્ચે કજિયો ચાલતો હતો. શ્રીકૃષ્ણે તેમની વચ્ચે સમાધાન કરાવવા ઘણી મહેનત લીધી હતી, પણ તેમાં સફળ થયા નહિ; તેથી આખરે મહાભારત યુદ્ધ થયું.

યુદ્ધમાં મદદ માગવા સારુ શ્રીકૃષ્ણ પાસે કૌરવરાજ દુર્યોધન અને અર્જુન એક સાથે આવી પહોંચ્યા. શ્રીકૃષ્ણે બન્નેને કહ્યું: કે 'હું આ લડાઈ માં હથિયાર લઈ લડવાનો નથી. જોઈએ તે મારું સૈન્ય લે અને જોઈએ તે મને લે; હું માત્ર સલાહ સૂચના જ આપીશ.'

દુર્યોધને વિચાર કર્યો. શ્રીકૃષ્ણને શું કરવા છે ? મથુરાથી દ્વારિકા સુધી હાક બોલાવનાર યાદવોનું સૈન્ય જ કામનું. એમણે સૈન્ય માગી લીધું. અર્જુને વિચાર કર્યો, શ્રીકૃષ્ણ જેને પડખે હોય તેની સાથે સત હોય છે; અને સતનો સદા જય થાય છે. 'શ્રીકૃષ્ણને સાથે લઈ એ હસ્તિનાપુર આવ્યા.

એંશી વરસના શ્રીકૃષ્ણે મહાભારતના યુદ્ધમાં અર્જુનનો રથ હાંકયો, પાંડવોને સલાહ આપીને વિજય અપાવ્યો.

જ્યારે યુદ્ધ શરુ થયું અને અર્જુન મેદાનમાં આવી ઊભા રહ્યા, ત્યારે એને પોતાની સામે દાદા, ગુરુ, મામા વગેરે સગાવહાલા જોઈ ઘડી ભર વૈરાગ્ય આવ્યો હતો. એ વખતે શ્રીકૃષ્ણે અર્જુનને તેની ફરજ સમજાવી હતી. એ ઉપદેશ 'ગીતા' નામથી પ્રસિદ્ધ છે. દુનિયાના ધર્મગ્રંથોમાં શ્રેષ્ઠ ગણાય છે. બીજા ધર્મનાં માણસો પણ ગીતાને આદરથી વાંચે છે અને માન આપે છે. હિન્દુસ્થાનની રગેરગમાં ગીતાનો ઉપદેશ ભરેલો છે; તેથી શ્રીકૃષ્ણ 'ભગવાન' કહેવાય છે અને હિંદુઓ તેમને અવતારી પુરુષ માને છે.

મહાભારત યુદ્ધ પછી શ્રીકૃષ્ણ દ્વારિકા પાછા ફર્યા. યાદવો દિવસે દિવસે બળવાન બનતા જતા હતા. સત્તાના અને સમૃદ્ધિના મદથી છકી ગયા હતા. શ્રીકૃષ્ણે તેમને ચેતવ્યા : કે આ ગર્વ છોડી દો. દુરાચારને માર્ગેથી પાછા વળો, નહિતર નાશ પામશો. ' પરંતુ અહંકારથી યાદવોએ એ વાત ગણકારી નહિ. એકવાર પ્રભાસ યાત્રાએ ગયેલા; ત્યાં સઘળા યાદવો નાચરંગમાં મસ્ત બન્યા. પછી દારૂ પી છાકટા બન્યા. સામસામા ગાળાગાળી અને મારામારીએ આવ્યા અને અંદરોઅંદર કપાઈ મૂઆ.

પછી શ્રીકૃષ્ણ ઉદાસ થઈ પ્રભાસ પાસે એક પીપળાના ઝાડ નીચે, પગ ઉપર પગ ચડાવી ઝાડને અઢેલીને વિચાર કરતા બેઠા હતા. તેમને એક શિકારીએ હરણ ધારી બાણ માર્યું. તે જ સ્થળે શ્રીકૃષ્ણનો દેહ છૂટી ગયો.

જ્યાં શ્રીકૃષ્ણે બાળપણ ગાળ્યું તે મથુરા; જ્યાં રાજ્ય કર્યું તે દ્વારિકા; જ્યાં ગીતાનો ઉપદેશ આપ્યો તે કુરુક્ષેત્ર અને જ્યાં દેહ છોડયો તે સ્થળ આજે પણ યાત્રાનાં સ્થાન ગણાય છે.

## ૨

## અશોકનો શિલાલેખ

આપણા રાષ્ટ્રધ્વજ અંદર જે ચક્ર છે તે અશોકચક્ર છે. મહારાજા અશોક એક આદર્શ રાજવી થઈ ગયા. તેમણે જુવાનીમાં દેશ જીતવા માટે હજારો લોકોને લડાઈમાં મારેલા, પણ નિર્દોષ માણસોનું લોહી જોઈને અશોકના મનમાં દયા ઊભરાઈ આવી અને તેણે તલવાર મ્યાન કરી ત્યાર પછી અશોકે બૌદ્ધધર્મ સ્વીકાર્યો. એના વખતમાં ચીન, જાપાન, બ્રહ્મદેશ, સિલોન એમ ચારે દિશામાં ધર્મનો વિજય કરવા સાધુઓ ગયા હતા.

આપણા સૌરાષ્ટ્રમાં ગિરનારની તળેટીમાં અશોકનો શિલાલેખ છે. તેમાં એ મહાન અશોકની ધર્મઆજ્ઞાઓ કોતરેલી છે. સમ્રાટ અશોક કહે છે: 'મારા રાજ્યમાં સૌએ હળીમળીને રહેવું. સૌએ મન પવિત્ર રાખવું. હૃદયમાં ભક્તિ રાખવી. કોઈનો ઉપકાર ભૂલવો નહિ. પોતાની જાત ઉપર કાબુ રાખવો, બીજાના ધર્મની નિંદા કે પોતાના ધર્મના વખાણ ન કરવાં. લોકોએ ઉડાઉ ન થવું તેમ

લોભી ન થવું. સૌને આદરમાન આપવાં.' આવા ધર્મના સાદા સિદ્ધાંતો અશોકે માણસજાતના સુખ માટે તારવી કાઢયા હતા; અને આખા ભરતખંડમાં ઠેર ઠેર કોતરાવ્યા હતા.

ગિરનારની તળેટીમાં એક મોટા પથ્થર ઉપર આ 'શિલાલેખ' કોતરાવેલો છે. જૂનાગઢ યાત્રાએ આવનાર હજારો યાત્રાળુઓ એ લેખ વાંચી જૂનો ઇતિહાસ સંભારે છે. સમ્રાટ અશોક પોતાની રૈયતને પ્રેમપૂર્વક ચાહતો એટલું જ નહિ, પણ પ્રાણી માત્રને પોતા સમાન ગણતો.

ગિરનારની સફરે આવેલા વિદ્યાર્થીઓ આ શિલાલેખ જોયા વિના પાછા ફરતા નથી.

## ૩

## વલ્લભીપુર

આજથી પંદરસો વર્ષ પહેલાં સૌરાષ્ટ્રમાં અત્યારે વળા ગામ છે, ત્યાં વલ્લભીપુર નામનું મોટું નગર હતું. ભરતખંડમાં પ્રવાસે આવતા પરદેશી મુસાફરો વલ્લભીપુર જોવા આવતા અને તેની કળાકારીગરી, વિદ્યાચાતુરી અને સમૃદ્ધિનાં વખાણ કરતા. વલ્લભીપુર એ વખતે બંદર હતું અને ત્યાં દેશ પરદેશનાં વહાણો આવતાં. વલ્લભીપુરમાં દરેક ધર્મના લોકો રહેતા હતા. જૈન, બૌદ્ધ અને બ્રાહ્મણ ધર્મના અનુયાયીઓ હળીમળીને રહેતા. નાલંદા ગુરુકુળ જેવું એક મોટું વિદ્યાલય વલ્લભીપુરમાં હતું; ત્યાં છેક ચીનથી પણ વિદ્યાર્થીઓ ભણવા માટે આવતા.

વલ્લભીપુર એક મોટું તીર્થધામ જેવું હતું અને તેની કીર્તિ ચોમેર ફેલાઈ હતી. એવા એ નગરમાં છેક મારવાડથી કાકુ નામનો એક ગરીબ વાણિયો ગુજરાતમાં ઊતરી આવ્યો. હાથમાં માત્ર દોરી ને લોટો હતાં. પંચિયું અને કેડિયું પહેર્યાં હતાં. માથે મેલોઘેલો લીરો



વીંટયો હતો. જેના નામ પરથી આપણા પ્રાંતનું નામ ગુજરાત પડયું, તે ગુજ્જર વંશનો શિલાદિત્ય રાજા તે વખતે રાજ્ય કરતો હતો.

કાકુએ વલ્લભીપુર જોયું, ધમધોકાર વેપાર ચાલતો હતો. ધનની છોળો ઊડતી હતી. લખપતિઓની હવેલીઓથી રાજમાર્ગ શોભતા હતા. કાકુ ધીમે ધીમે વેપાર જમાવવા લાગ્યો. કાળા વાળમાંથી ધોળા થયા એટલામાં કરોડાધિપતિ બન્યો. બજાર વચ્ચે હવેલીઓ ચણાવી કાકુ મારવાડી કાકુ શેઠ બન્યો.

કાકુને એક લાડકવાઈ દીકરી હતી. રાજા શિલાદિત્યની કુંવરી સાથે એને બહેનપણાં. એક વાર સોનાની હીંડોળાખાટે બેસીને કાકુની દીકરી માથું ઓળતી હતી, તે વખતે રાજકુમારી મળવા આવી. વાત કરતાં નજર કાંસકી ઉપર પડી. રત્નજડિત કાંસકી કારીગરીના નમૂના રૂપ હતી. રાજકુમારીનું મન લોભાયું, એણે કાંસકીની માગણી કરી.



કાકુની દીકરીએ કહ્યું: 'બીજું જોઈએ તે માગ, આ કાંસકી નહિ આપું.'

'મને એ બહુ ગમી ગઈ છે'

'મને ય એ કાંસકી જીવ કરતાં વધારે વહાલી છે એટલે કાંસકી કોઈ વાતે નહિ આપું.' 'તો મારા બાપુને કહી પરાણે લઈ જઈશ.' 'એમ પારકી ચીજ પરાણે કેમ લેવાય ?' 'જોજો ત્યારે કેમ લેવાય છે' રીસ ચડાવીને રાજકુમારી ચાલી ગઈ. જઈને રાજા શિલાદિત્યને વાત કરી. કાંસકી માટે હઠ પકડીને બેઠી.

શિલાદિત્યે કાકુ શેઠને બોલાવ્યા. કાકુ શેઠને વાતની ખબર પડી ગઈ હતી. તેણે ચોખ્ખું સંભળાવી દીધું: 'આપ બીજું જે માગો તે આપવા તૈયાર છું, પણ કાંસકી નહિ મળે.'

'શું કહ્યું ?' શિલાદિત્ય ગર્જી ઊઠ્યો.

'તમને તમારી દીકરી વહાલી તેમ મને પણ મારી દીકરી વહાલી છે. એને રડાવી કાંસકી નહિ આપું.'

'તો તારા ઘરબાર લૂંટાઈ જશે.'

'ભલે જે થવું હોય તે થાય' એટલું બોલી કાકુ શેઠ ઘેર આવ્યો

પાછળ તરત જ રાજાના સિપાઈઓ આવ્યા. બળજબરીથી કાંસકી લઈ ગયા. કાકુ ખિજાઈને સિંધના અરબ રાજા પાસે ગયો એક કરોડ સોનામોહર ચરણે ધરી કહ્યું: 'ગુજરાતનો રાજા રૈયતને લૂંટે છે, એને શિક્ષા કરવા ચાલો. સૈન્યની ખોરાકી માટે આ કોથળી આપી છે.'

અરબ બાદશાહ સૈન્ય લઈ ગુજરાત ઉપર ચડી આવ્યો શિલાદિત્ય સામે થયો, પણ હાર્યો ને મરાયો. સિંધના બાદશાહે વલ્લભીપુર લૂંટ્યું ને બાળ્યું ! કાકુની હવેલી પણ સળગાવી દીધી !

એક સોનાની કાંસકીને કારણે, રાજાની આપખુદીથી અભિમાની વેપારીની કિન્નાખોરીએ વલ્લભીપુર જેવું ગુજરાતના ગૌરવરૂપ શહેર ખેદાનમેદાન થઈ ગયું !



૪

## જયશિખરી ચાવડો

કલ્યાણીના રાજા ભૂવડના દરબારમાં એક વાર ગુજરાતનો શંકર બારોટ જઈ ચડ્યો. એણે ગુજરાતની જાહોજલાલીનાં પુષ્કળ વખાણ કર્યાં. ગુજરાતમાં પાકતા કાચા સોના જેવા પાકની વાત કરી. તે સાંભળીને ભૂવડના દિલમાં આગ પેઠી. તરત જ સેનાપતિ મિહિરને સૈન્ય આપી ગુજરાત ઉપર મોકલ્યો.

એ વખતે ગુજરાતની રાજધાની પંચાસરમાં હતી. કચ્છના રણને છેડે આજે ઝીંઝુવાડા છે, ત્યાં આજથી લગભગ બારસે વરસ પહેલાં પંચાસર નામનું શહેર હતું. ત્યાં રાજા જયશિખરી ચાવડો રાજ્ય કરતો હતો.

ભૂવડનો સેનાપતિ ગુજરાત ઉપર ચડી આવે છે, એવા સમાચાર જયશિખરીને મળ્યા. એની રાણી રૂપસુંદરીનો ભાઈ સુરપાળ ગુજરાતના સૈન્યનો સરદાર હતો. સુરપાળ શૂરવીર હતો. સૈન્ય લઈ મિહિરની સામે ચાલ્યો. બન્ને સૈન્યનો ભેટો થયો ઘમસાણ મચ્યું. સુરપાળે મિહિરને હરાવી પાછો કાઢ્યો.

મિહિર હારીને પાછો આવ્યો, તેથી રોષે ભરાઈને મોટી સેના સજ્જ કરી, સોળ સામંતો અને પચાસ પટાવત સાથે લીધા. પાણીના પુરની પેઠે ગુજરાત પર ધસી આવ્યો. જયશિખરીએ વખત વિચારી દરવાજા બંધ કર્યા. ભૂવડે શહેરને ઘેરો ઘાલ્યો. બાવન દિવસ સુધી ઘેરો ચાલ્યો. પણ મજબૂત ગઢ તૂટતો નથી; સુરપાળ અવારનવાર બહાર પડી ભૂવડના સૈન્યમાં ભંગાણ પાડે છે.

ભૂવડને ખાત્રી થઈ કે જ્યાંસુધી સુરપાળ છે, ત્યાં સુધી જયશિખરી નમવાનો નથી, પંચાસર પડવાનું નથી, એણે સુરપાળ ઉપર એક કાગળ લખ્યો. તીરને છેડે બાંધી સુરપાળના મહેલની

અગાશી પર નાખ્યો. સુરપાળની સ્ત્રી વિમળદેવી જયશિખરીની બહેન થતી હતી. કાગળ આવ્યો ત્યારે સુરપાળ ખાટલે પડયો હતો અને વિમળદેવી ઘા પર પાટા બાંધતી હતી. વિમળદેવીએ કાગળ લઈ સુરપાળને આપ્યો, સુરપાળે કહ્યું : 'તમે જ વાંચી સંભળાવો. વિમળદેવીએ પત્ર વાંચ્યો. પત્રનો સાર એટલો જ હતો: 'તમે જો મારા પક્ષમાં આવશો તો જયશિખરી પડયા પછી પંચાસરની ગાદીએ તમને બેસાડીશ અને મારી દીકરી પરણાવીશ.'



સુરપાળ હોઠભીંસીને વિમળદેવી સામે તાકી રહ્યો હતો. વિમળદેવીએ ખોટું હસતાં કહ્યું: શો વિચાર કરો છો ? પંચાસર-ની ગાદી અને ભૂવડની કુંવરી નજરે તરે છે? તમારે જવું હશે તો મારા ભાઈ ના નહિ પાડે.'

'બસ કરો, બહુ થયું.' સુરપાળ બેઠો થઈ ગયો; એની આંખના ખૂણા લાલ થયા. 'એને કાલ સવારે ભાલાની અણીથી જવાબ આપીશ.' વિમળદેવીએ સુરપાળને શરીરે હાથ ફેરવી શાંત પાડયો અને ધીરે રહી પાછો સુવડાવી દીધો.



થોડી વાર થઈ ત્યાં જયશિખરી સુરપાળને મળવા આવ્યો. વિમળદેવી પલંગ પરથી ઊભી થઈને બાજુ પર ઊભી રહી. જયશિખરી બેઠો. કુશળ સમાચાર પૂછયા. પત્રની વાત સાંભળી જયશિખરીએ સુરપાળની વફાદારીની મનમાં તારીફ કરી. પછી ધીમે રહીને પોતે જે કામે આવ્યો હતો તે વાત શરૂ કરી. 'તમને એક ખાસ વિનંતિ કરવા આવ્યો છું.'

'ફરમાવો મહારાજ, સેવક તૈયાર છે.'

'હું આવતી કાલે કેસરિયાં કરવાનો છું. ભૂવડ વસ્તીને રંજાડે છે, તે મારાથી ગઢમાં રહ્યાં સાંખી શકાતું નથી.'

'ખુશીથી કેસરિયાં કરીએ,' સુરપાળે કહ્યું.

'પણ તમારાં બહેનનો જીવ બચાવવો છે. એ મારી પાછળ ચિતાએ ચડી સતી થશે, તમે તેને સમજાવીને આજ રાતોરાત જંગલમાં લઈ જાઓ. એ બે જીવવાળી છે. એનો દીકરો અવતરશે તો બાપનું રાજ પાછું મેળવશે.'

ઘડીભર સુરપાળ વિચારમાં પડી ગયો. આવા કટોકટીના સમયમાં જયશિખરીને એકલા છોડી જવાની સુરપાળની મરજી થતી ન હતી, પણ આખરે વખત વિચારી કબૂલ થયો.

બીજે દિવસે વહેલી સવારે રૂપસુંદરીને લઈને સુરપાળ જંગલમાં ચાલ્યો ગયો.

આ બાજુ જયશિખરીએ કેસરિયાં કર્યાં. પોતાના મૂઠીભર સુભટો સાથે દરવાજા ખોલી નીકળ્યો. ભૂવડની સાગર જેવી સેના તેના ઉપર ફરી વળી. જયશિખરી બહાદુરીથી લડતાં મરાયો.

જયશિખરીનું અદ્ભુત પરાક્રમ જોઈ ભૂવડ પણ ખુશ થયો. સુખડના સુંગધી કાષ્ટથી જયશિખરીને અગ્નિદાહ દીધો અને તેના શૌર્યની યાદગીરીમાં ભૂવડે મહાદેવનું મંદિર બંધાવ્યું.

ગુજરાત ઉપર રાજ કરવા સૂબો નીમી ભૂવડ કલ્યાણી ચાલ્યો ગયો.

## ૫

## વનરાજ

ચોમેર ઝાડી પથરાયેલી છે. દિવસે પણ સૂરજનો પ્રકાશ અંદર પૂરો આવી શકતો નથી. નાનાં નાનાં ઝરણાંમાં ખળ ખળ અવાજ કરતાં પાણી ચાલ્યાં જાય છે. એક મોટા ઝરણાને કિનારે વડનું ઝાડ છે. ઝાડ નીચે વાળીઝાળીને મજાનો ચોક બનાવ્યો છે. એક ડાળી ઉપર ઝોળીમાં દોઢ વર્ષનો બાળક સૂતો છે. જંગલની એક ભીલડી ધીમે ધીમે બાળકને હીંચકાવે છે. બાળકની મા પાસેના ઝરણા ઉપર કપડાં ધૂએ છે. એના ગોરા નમણા અંગ ઉપરથી રૂપ નીતરી રહ્યું છે. એક ભીલ સહજ ઊંચાણમાં ટેકરી પર તીરકામઠું લઈ ઊભો ઊભો એ માદીકરાની ચોકી કરે છે.





એ વખતે આબુની જાત્રાએથી શીલગુણસુરી નામના જતિ પાછા ફરતા હતા. એમણે દૂરથી ઝોળી જોઈ એટલે એ બાજુ આવ્યા. ટેકરી પરથી ઊતરીને ભીલ સામો આવ્યો વિનયથી પૂછયું: 'આપ કોણ છો અને કયાંથી આવો છો?'

'હું જૈન સાધુ છું, અને આબુની જાત્રાએથી આવું છું. જયશિખરી મહારાજનો મિત્ર છું, માટે તું જરાપણ ગભરાઈશ નહિ.

ભીલ પગે લાગીને ટેકરી પર ચાલ્યો ગયો. ભૂવડનાં અનેક માણસો વેશપલટો કરીને ફરતાં હતાં, વફાદાર ભીલો વનવગડામાં રૂપસુંદરી અને તેના બાળકનું રક્ષણ કરતા હતા. શીલગુણસુરી ધીમે રહીને ઝરણા પાસે ગયા. ઝોળીમાં નજર કરી. બાળકનો ચહેરો જોયો. જયશિખરી જેવી જ મોટી આંખો ને પહોળી છાતી હતી. રાણી રૂપસુંદરી આવીને સાધુને પગે લાગી. શીલગુણસુરીએ વનમાં જન્મેલા બાળકનું નામ વનરાજ પાડયું. રૂપસુંદરીને સમજાવીને મા દીકરાને પોતાંની સાથે લઈ ગયા. વણોદ ગામના અપાસરામાં રાખ્યાં.

ત્યાં વનરાજ મોટો થવા લાગ્યો. નાનપણથી જ એની બહાદુરી જણાવા માંડી. વણોદમાં એક વાર ધાડ પડેલી, ત્યારે વનુભાની ટોળીએ લૂંટારાને નસાડી મૂકયા.

હવે વનરાજ છાનો નહિ રહી શકે એમ ધારી સુરપાળ જંગલમાંથી વણોદ આવ્યો. વનરાજને પોતાની સાથે લઈ ગયો.

મામોભાણેજ સૈન્ય એકઠું કરવા લાગ્યા. એક વાર બંને ચાલ્યા જાય છે; તેમાં ઘેટાં ચરાવતો અડબૂથ જેવો અલમસ્ત રબારી દીઠો. મોટો ગેડો હાથમાં રાખીને બેઠો હતો. વનરાજની નજર એના ઉપર પડી. રબારી નદીની ઊંચી ભેખડ ઉપર બેઠો હતો. વનરાજે તેને હાથને ઇશારે બોલાવ્યો કૂદકો મારીને રબારી નીચે આવ્યો.

'કેમ ભાઈ શું છે?' કહેતો સામો ઊભો રહ્યો તમારા જેવા શુરવીર તો સૈન્યમાં શોભે, ઘેટાં બકરાં ન ચરાવે.

'હવે લડનારા રહ્યા છે ક્યાં? બધા જે'શિખર મા'રાજ સાથે મરી પરવાર્યા.'

'તું જયશિખરી મહારાજના દીકરાને ઓળખે છે કે?

ના સાંભળ્યા છે, દીઠે ન ઓળખું. કહે છે ખરા કે એ એક સૈન્ય એકઠું કરે છે. ખરું ખોટું રામ જાણે



વનરાજ

'સાચી વાત' સુરપાળે કહ્યું : જો આ પોતે જ વનરાજ. તારું નામ?

'અણહિલ.'

અણહિલ વનરાજને પગે પડયો. ઘેટાં બકરાં પોતાના સાથીને ભળાવી વનરાજ સાથે એ વખતે જ ચાલી નીકળ્યો.

થોડા વખત પછી ત્રણે જણ એક ગામથી બીજે ગામ જતા હતા.



અણહિલ



ઝાડીમાંથી બહાર નીકળ્યા તેવો એક વાણિયાને સામેથી આવતો દીઠો. મેલુંઘેલું પંચિયું પહેરેલું, માથે લીરો વીંટેલો, એક હાથમાં ઘીનો ઘાડવો અને બીજા હાથમાં તીરકામઠું હતાં. ઉતાવળો ચાલ્યો આવતો હતો.

ચાંપો

વનરાજે પડકાર્યો : 'ખબરદાર ત્યાંજ ઊભો રહેજે' વાણિયે ઊંચું જોયું ત્રણ જણ દીઠા. જરાય ગભરાયો નહિ. પોતાની પાસે પાંચ તીર હતાં તેમાંથી બે ભાંગી નાખ્યાં. ઘીનો ઘાડવો નીચે મૂકયો, તીર ચડાવ્યું. વનરાજે છેક પાસે આવી પૂછયું : 'અલ્યા ઊભો રહે. આ બે તીર કેમ ભાંગી નાખ્યાં? મોત આવ્યું લાગે છે.'

'કોનું મોત આવ્યું છે તે હમણા ખબર પડશે. તમે ત્રણ જણ છો. તમારા ત્રણે માટે એકેક તીર બસ છે, માટે વધારાનાં બે ભાંગી નાખ્યાં?' વનરાજની આંખ ઠરી. હસીને એણે કહ્યું : 'અલ્યા! તું આવો બહાદુર છો તો પછી પરદેશીનું રાજ કેમ સાંખી લે છે?' 'શું કરીએ, એક હાથે તાળી પડે છે? જયશિખરી મહારાજનો છોકરો સૈન્ય એકઠું કરે છે તેમ સાંભળ્યું છે. કોઈવાર એકઠા થશે તો ભળી જશું' આટલું કહી ત્રણે જણ સામે ઝીણી નજરે વારાફરતી જોવા લાગ્યો.

સુરપાળે કહ્યું : 'જો આ વનરાજ પોતે.' 'તારું નામ?'

'ચાંપો'

ચાંપો વનરાજને ભેટી પડયો, ઘેર સંદેશો કહેવડાવી દીધો ને પોતે સાથે ચાલી નીકળ્યો.

પછી તો સૈન્ય વધવા લાગ્યું.

એકવાર ભૂવડનાં માણુસો ખજાનો લઈને જતાં હતાં, તેમને લૂંટી લીધાં. પૈસાની તાણુ ન રહી. પૂરેપૂરી તૈયારી થઈ ગઈ. પછી વનરાજે પંચાસર ઉપર હલ્લો કર્યો. ભૂવડનો સૂબો જીવ લઈને નાસી ગયો. ગુજરાત ઉપર વનરાજની આણુ ફરી વળી. પંચાસર પડીને પાધર થઈ ગયું હતું, તેથી વનરાજે સરસ્વતી નદીને કાંઠે નવું શહેર વસાવ્યું. પોતાના મિત્રના નામ પરથી તેનું 'અણુહિલપુર પાટણુ' નામ રાખ્યું. ચાંપાને પ્રધાન બનાવ્યો અને તેના નામ ઉપરથી પાવાગઢની તળેટીમાં 'ચાંપાનેર' વસાવ્યું. શ્રીદેવી નામની વણિક કન્યાને બહેન બનાવી હતી, તેને હાથે રાજતિલક કરાવ્યું. શીલગુણુસુરીને પાટણુ બોલાવી લીધા અને તેમની ઇચ્છા મુજબ દેરાસર બંધાવી આપ્યું.

વનરાજ પચાસમે વરસે ગાદીએ બેઠો. સાઠ વરસ સુધી રૂડી રીતે રાજ્ય કર્યું. આબાદી વધારી. જંગલમાં ઉછરેલો વનરાજ એકસોદસ વરસ જીવ્યો.

---

## ૬
## યોગરાજનો ન્યાય

'હેલિયા માલેક' 'હેલિયા માલેક' અરબસ્તાન તરફથી કેટલાંક વહાણુ કાઠિઆવાડને કિનારે ઘસડાઈ આવતાં હતાં. એકાએક પવન ફરી જતાં તોફાન ઊપડ્યું હતું. વહાણુવટીઓના હાથમાં સુકાન રહેતાં ન હતાં. ખારવા ને માલમ 'હેલિયા માલેક' કરતા સઢ ફેરવ્યા કરતા હતા. પણુ કારી ફાવતી ન હતી આખરે મધ દરિયે ઘસડાઈ ન જાય માટે વહાણુ કિનારા તરફ લીધાં. સોમનાથ પાટણુ આગળ આવીને વહાણોએ લંગર નાખી દીધાં.





વહાણુમાં પરદેશી વેપારીઓ ભય પામતા બેઠા હતા. ગુજરાતના ચાવડા રજપૂત લૂંટારા છે. એવા એમને ખબર પડયા હતા. જો એ લોકોને સમચાર મળશે તો અમને લૂંટી લેશે એવી બીક વેપારીઓના મનમાં હતી.

'જેની બીક હોય તે સામું મળે' એ રીતે વેપારીઓના મનમાં વિચાર આવ્યો. તે જ વખતે કિનારેથી રાજ્યના દાણુ લેવાવાળાઓ રાજાને ખબર આપવા ઊપડી ગયા.

એ વખતે પાટણુની ગાદીએ વનરાજનો પુત્ર યોગરાજ હતો, એ ન્યાયી હતો. વનરાજે પંચાસર લીધા પહેલાં લૂંટફાટ કરેલી તેથી ચાવડા રજપૂતોનું નામ હલકું પડયું હતું. તે ભૂંસી નાખવા યોગરાજે કડક હુકમ ફેરવ્યા. યોગરાજના અમલ દરમિયાન લૂંટફાટ લગભગ બંધ પડી હતી.

એવામાં પરદેશી વહાણો આવી પડયાના સમાચાર યોગરાજના પુત્ર ક્ષેમરાજને મળ્યા. તેણે યોગરાજ પાસે જઈ કહ્યું: 'બાપુ! પરદેશી વહાણોમાં હજારોનો કિંમતી માલ છે. આપણી તિજોરી છલકાઈ જશે. આપણી વસ્તી સુખી થશે. રજા આપો તો લૂંટી લઈએ.

યોગરાજે સાફ ના પાડી ઊલટું કહ્યું: 'એ વેપારીઓને રાજ્યના મહેમાન તરીકે સાચવો, વહાણુ સમરાવવા સામાન જોઈએ તે

પૂરો પાડો. જયશિખરી ચાવડાના વંશજ લૂંટારા નથી પણ ક્ષત્રિય છે; એ વાતની પરદેશીઓને ખાત્રી આપો. '

પણ યોગરાજ જેવું મોટું દિલ ક્ષેમરાજનું ન હતું. બુઢ્ઢો બાપ શું સમજે એમ કહી છાનોમાનો ક્ષેમરાજ પોતાના નાના ભાઈઓ સાથે પ્રભાસ આવ્યો ને વહાણો લૂંટયાં.

યોગરાજને આ વાતની જાણ થઈ ત્રણે પુત્રોને બોલાવી ભરસભામાં ઠપકો આપતાં ક્ષેમરાજને કહ્યું: તું ' ગુજરાતનો રાજા થવાને લાયક નથી. આ ગુન્હાની સજા તને દંડ દેવાથી નહિ પૂરી થાય, પણ મારી જાત ઉપર લઈને એ સજા હું ભોગવીશ. '

આમ કહી એ જ ઘડીથી યોગરાજે અન્નજળનો ત્યાગ કર્યો, અને ચિતા ખડકાવી દેહ હોમી દીધો.

ચાવડા વંશનું કલંક ધોવા પોતાની જાતનું યોગરાજે બલિદાન આપ્યું.

---

## ૭

## મૂળરાજ સોલંકી

અણહિલપુર પાટણની ભાગોળે, સરસ્વતીને તીરે નમતી સાંજે ત્રણ સાધુઓ નાહી ધોઈ, કપડાં સૂકવી આરામથી બેઠા હતા. એમનાં ગોરો વાન, તેજસ્વી ચહેરા અને પડછંદ શરીર પરથી એ કોઈ ઉમદા કુળના હોય એમ જણાતું હતું. એ વખતે પાટણની ગાદી ઉપર વનરાજની સાતમી પેઢીએ થયેલો રાજા સામતસિંહ હતો. એ દારૂડિયો હતો. પોતાની વહાલી ઘોડી ઉપર સવાર થઈ રંગીલો સામતસિંહ ફરવા નીકળ્યો હતો. ઘોડીને નદીએ પાણી પાવા લઈ ગયો. ઘોડીએ પાણીમાં મોં નાખ્યું. તેવામાં દૂર સુકાતા ભગવા લૂગડાનો પડછાયો દીઠો ને



ભડકી. બે ત્રણ વાર એ રીતે ઘોડીએ ભડકીને મોં ઊંચું કર્યું, તેથી સામંતસિંહે રીસમાં એક ચાબુખ ફટકારી દીધી.




ફડાકો બોલ્યો. તે અવાજ સાંભળીને ત્રણ સાધુમાં જે અંધ હતો, તેના મોમાંથી અરેરાટી વછૂટી. ' અરરર ગજબ કર્યો ! '

સામતસિંહે ચમકીને પાછળ જોયું. સાધુના ગોરા મુખ ઉપર ક્રોધની લાલ રેખાઓ તરી આવી. સામતસિંહે પાસે આવીને પૂછયું :

' કેમ મહારાજ ! શાથી ગજબ થયો ! '

આ ઘોડીના પેટમાં પંચ કલ્યાણી વછેરો છે. તેની ડાબી આંખ ફૂટી ગઈ ! '

' ખરું કહો છો ? '

' એમાં ફેર ન પડે.'

' ચાલો ત્યારે ઊભા થાઓ. હું ગુજરાતનો રાજા સામતસિંહ છું. જો તમારી વાત ખરી પડશે, તો મારી બહેન લીલાદેવી તમને પરણાવીશ અને ખોટી થશે, તો માથું ધડથી જુદું કરી નાખીશ. ત્રણે સાધુને નજરકેદ રાખ્યા.

આ સાધુઓ તે કલ્યાણીના ભૂવડના વંશજ ભુવનાદિત્યના પુત્રો હતા. તેમનાં નામ રાજ, બીજ અને દંડક હતાં. પ્રભાસ પાટણની યાત્રાએથી તેઓ પાછા ફરતા હતા.

ઘોડીને દિવસો પૂરાં થતાં વછેરો અવતર્યો, વછેરાના ચાર પગ કાંડા સુધી ધોળા હતા ને ડાબી આંખ ફૂટેલી હતી. બીજની વાત ખરી પડી. સામતસિંહ એક વચની હતો. બીજ સાથે લીલાદેવીને પરણાવવા તૈયાર થયો પણ બીજે કહ્યું: 'હું અંધ છું, માટે મારા ભાઈ રાજ સાથે લીલાદેવીને પરણાવો.'

સામતસિંહે રાજ સાથે લીલાદેવીનાં લગ્ન કર્યાં.

એ લીલાદેવીને પુત્ર જન્મ્યો ત્યારે મૂળ નક્ષત્ર ચાલતું હતું, તેથી તેનું નામ મૂળરાજ પાડ્યું. જોશીઓએ કહ્યું: કે 'છોકરાનું મોં જોવાથી એનાં માબાપ મરી જશે.' આથી વહેમાઈને છોકરાને જંગલમાં મૂકી આવ્યાં. ભરવાડોએ છોકરાને રડતો સાંભળી ઉપાડી લીધો અને પાટણની કચેરીમાં રજુ કર્યો. સામતસિંહને તપાસ કરતાં ખબર પડી કે એ જ લીલાદેવીનો પુત્ર મૂળરાજ છે.

સામતસિંહે તેને પોતાની પાસે રાખી ઉછેર્યો. મૂળરાજનાં માતાપિતા નાનપણમાં ગુજરી ગયાં; તેથી સામતસિંહને મૂળરાજ ઉપર વધારે હેત હતું. વળી પોતાને કાંઈ સંતાન પણ નહોતું.

મૂળરાજ નાનપણથી બહાદુર હતો. એક વાર લડાઈમાં જીત કરી પુષ્કળ ધન દોલત લઈ અણહિલપુર આવ્યો. મામા ખુશી થયા. મૂળરાજના માનમાં ખાસ દરબાર ભર્યો; પછી દારૂના કેફમાં મૂળરાજને રાજતિલક કર્યું.

બીજે દિવસે નશો ઊતરી જતાં પોતે ગાદીએ બેસવા આવ્યો ત્યારે મૂળરાજે તલવાર કાઢી સામતસિંહનું માથું ઉડાવી દીધું. સામતસિંહથી



સૌ કંટાળી ગયા હતા. એથી કોઈ મૂળરાજની સામે થયું નહિ. આ રીતે ફરી પાછી ગુજરાતની ગાદી ચાવડા વંશમાંથી સોલંકીના હાથમાં આવી.

ઈ. સ. ૯૧૨

* * * *

મામાને મારીને મૂળરાજ વગર હકે ગાદીએ બેઠો છે, એ વાત સાંભળીને ઉત્તરમાંથી અજમેરનો રાજા અને દક્ષિણમાંથી તૈલંગણનો રાજા એમ એક સાથે બન્ને દિશામાંથી બે લશ્કર પાટણ પર ચડી આવ્યાં.

મૂળરાજે વિચાર્યું કે બન્ને શત્રુ બળવાન છે; બેય સાથે બાથ ભીડી શકાશે નહિ. એથી મૂળરાજ ઉઘાડી તલવારે હિંમતભેર અજમેરના રાજાની છાવણીમાં ગયો અને તેને કહ્યું: 'હું તૈલંગણના સેનાપતિ બારપ સામે લડવા જાઉં છું; તમે રજપૂતધર્મ પ્રમાણે પીઠ પાછળ ઘા નહિ કરો એમ માનું છું, એને હરાવીને પાછો આવીશ પછી આપણે હિસાબ પતાવીશું.'

મૂળરાજની હિંમત જોઈને અજમેરનો રાજા ખુશ થયો. તે સૈન્ય લઈ પાછો ગયો ને મૂળરાજને કહેતો ગયો, કે 'તમારા જેવા દુશ્મન એ જ ખરા મિત્ર છે.'

મૂળરાજે બારપને હરાવી નસાડી મૂક્યો.

સોમનાથ પાટણની યાત્રાએ જતા લોકોને જૂનાગઢનો રાજા ગ્રહરિપુ રંજાડે છે, એવા ખબર મળતાં જ મૂળરાજે તેના પર ચડાઈ કરી તેને હરાવીને કેદ કર્યો; શાંતિપૂર્વક રાજ કરવાની શરતે ખંડણી ઠરાવી તેને છોડી મૂક્યો.

મૂળરાજે ઘણાં રાજ્યો જીત્યાં અને ઘણું ધન એકઠું કર્યું; છતાં તેના જીવને શાંતિ મળી નહિ. પોતાને પ્રેમથી ઉછેરનાર મામાને મારી નાખેલો, તેનું પાપ મનને ડંખ્યા કરતું હતું. એ પાપ ધોવા મૂળરાજે કેટલીક યાત્રાઓ કરી, બ્રાહ્મણોને દાન આપ્યાં;

ઉત્તરમાંથી વિદ્વાન બ્રાહ્મણોને બોલાવી ગુજરાતમાં વસાવ્યા. તેમને ઘણાં ગામો દાનમાં આપ્યાં. આજે એ બ્રાહ્મણોના વંશને 'ઔદિચ્ય' બ્રાહ્મણ કહેવાય છે.

છેલ્લી અવસ્થામાં મૂળરાજ સિદ્ધપુરમાં જઈ ઈશ્વરભક્તિ કરવા લાગ્યો. સિદ્ધપુરમાં તેણે મહાદેવનું એક સુંદર અને ભવ્ય મંદિર ચણાવાનું શરૂ કર્યું; એ રુદ્રમાળને નામે પ્રસિદ્ધ છે એ પૂરું થતાં પહેલાં જ મૂળરાજ મરણ પામ્યો; તેથી સિદ્ધરાજે એ પૂરું કરાવ્યું.

આજે સિદ્ધપુરમાં રુદ્રમહાલયના અવશેષો પ્રવાસીઓને નજરે પડે છે. એમાં એ વખતની શિલ્પકળાના નમૂના રૂપ એ ખંડેરો કારીગરોની કીર્તિકથા સંભળાવી રહ્યા છે. સરવસ્તી નદીને તીરે આવેલા યાત્રાધામ સિદ્ધપુરમાં દર વરસે સેંકડો યાત્રાળુઓ આવે છે.

આજે પણ પ્રાચીન કારીગરીના પ્રશંસક મુસાફરો રુદ્રમાળની બાંધણી જોઈ મુગ્ધ બને છે.

---

## ૮
## સોમનાથ મહાદેવ

સૌરાષ્ટ્રના પશ્ચિમ કિનારાનો મહાસાગર તોફાની ગણાય છે. દ્વારિકાથી દીવ સુધી કિનારે કિનારે ચાલતાં, પગલે પગલે ઇતિહાસ અંકાયેલો નજરે પડે છે. એમાં પ્રભાસપાટણની ખ્યાતિ આજથી નવસો વરસ પહેલાં હિંદ ભરમાં પ્રસરેલી હતી.

સોમનાથ મહાદેવનું મંદિર પ્રભાસમાં બરાબર દરિયાને કિનારે બાંધેલું હતું. શિખર ઉપર સોનેરી કળશ સૂર્યના તેજે ઝળહળતા હતા: મંદિરના ભવ્ય મંડપમાં હાંડી, ઝુમર, તખ્તા લટકાવેલાં હતાં. સેંકડો ઘીના દીવા રોજ પ્રગટતા હતા. હજારો બ્રાહ્મણોનાં વેદધ્વનિના પડઘા મંદિરમાં પડતા; અને સોમનાથના ચરણથી હજારો માઈલમાં પથરાયેલો મહાસાગર એમાં જાણે ખંજરીનાં તાલ આપતો હતો!



સોમનાથ મહાદેવ ગુજરાતના રાજાઓના ઇષ્ટદેવ મનાતા હતા. દર વરસે રાજા પોતે પ્રભાસ આવી સોનાનો કળશ અને ભગવી ધજા ચડાવી જતા. એ વખતે સોમનાથમાં મોટો મેળો ભરાતો હતો. લાખો માણસો તે વખતે એકઠા થતાં રંગીલા જુવાનો આખા વરસનો થાક ઉતારતા હતા. સોમનાથ મહાદેવની કીર્તિ એ વખતે દેશપરદેશ પ્રસરી હતી.

સોમનાથ મહાદેવના પૂજારીઓને રાજાએ કેટલાંક ગામો આપેલાં હતાં. દર વરસે હજારો યાત્રાળુઓ આવતા તે યથાશક્તિ ભેટ ધરતા. મહાદેવને ચરણે અઢળક સંપતિ એકઠી થતી મંદિરને ચંદનનાં કમાડ હતાં મહાદેવની છ ફૂટ ઊંચી મૂર્તિ નીચે પણ સોનામહોરો ભંડારી હતી દેવનું દૈવત અને પૂજારીઓનો ભક્તિભાવ ધનવૈભવના ચળકાટમાં ઢંકાઈ ગયાં હતાં. સોમનાથ મહાદેવના પૂજારીઓની સમૃદ્ધિ આગળ પાટણનો રાજા કે નગરશેઠ કશી વિસાતમાં ન હતા.

અફઘાન બાદશાહ મહમદ ગિજનીના કાને સોમનાથની જાહોજલાલીની વાતો પહોંચી. ગિજનીના વેપારીઓને હિંદમાંથી સોનામહોરોની પોઠો ભરી લાવતા જોઈને મહમદની આંખ લાલ થતી. ઉમરલાયક થતાં જ મહમદ હિંદ ઉપર ચડી આવ્યો. પંજાબ સુધી આવીને પાછો વળ્યો. ફરી બીજે વરસે આવ્યો. લૂંટ કરીને ચાલ્યો ગયો. ત્રીજીવાર, ચોથીવાર, પાંચમીવાર, બસ મહમદને હિંદ લૂંટવાની લત લાગી. સત્તર સવારીઓ કરીને દરેક વખતે અખૂટ ધનદોલત લઈ ગયો. અઢારમી વાર છેક સોમનાથ સુધી આવ્યો.

એ વખતે ગુજરાતમાં ભીમદેવ સોલંકી રાજા હતો. તે અચૂક નિશાન પાડતો. તેથી ભીમ બાણાવળી કહેવાતો. ભીમદેવ શૂરો હતો. રૈયત તેને ચાહતી હતી. અનેક રાજાઓ તેના મિત્ર હતા. મહમદને રોકવા ભીમદેવ લશ્કર લઈ સામો થયો. કેટલાક રજપુત રાજાઓ

સોમનાથનું રક્ષણ કરવા ભીમદેવની મદદે આવ્યા. ઘોર સંગ્રામ મચ્યો, પણ પાણીના પૂરની માફક ધસી આવતા મહમદને રોકી ન શકાયો; મહમદ પ્રભાસ પહોંચ્યો.

સોમનાથ મંદિરને દરવાજે બ્રાહ્મણો આડા ઊભા રહ્યા. પણ પૈસાને પરમેશ્વર માની બેઠેલા બ્રાહ્મણોમાં ધર્મને માટે મરી ફીટવાની તમન્ના ન હતી; તાકાત પણ ન હતી. કેટલાક ધર્મપ્રેમી બ્રાહ્મણો મંદિરને દરવાજે લડતાં મરાયા પણ ખરા.

મહમદે મંદિરના બારણામા ઊભા રહી લોખંડની ડાંગ તોળી, પૂજારીઓએ હાથ જોડીને કહ્યું : 'આપને જોઈએ તેટલું ધન આપીએ, પણ મૂર્તિ તોડશો નહિ.'

મહમદે ગર્જના કરી: 'હું મૂર્તિ વેચનાર નથી, તોડનાર છું.' આમ કહેતાં એણે મૂર્તિના કકડા કર્યા. મૂર્તિની નીચેથી પણ ધન નીકળ્યું. મંદિરનો કેટલોક ભાગ મહમદે તોડી નાખ્યો. કમાડ ઉતરાવી લીધાં. શહેર લૂંટયું અને બાળ્યું. સોનું, રૂપું અને જવાહીર મળી લગભગ આઠ કરોડનો માલ ઊંટ પર લાદીને લઈ ગયો !

ભીમદેવે પાછળથી સોમનાથ જીતી લીધું. મંદિર સમરાવ્યું અને નવી મૂર્તિ પધરાવી.

આજે પ્રભાસમાં દરિયાકિનારે જૂનું ખંડિત થયેલું મંદિર એકલું ઊભું છે; અને પોતાની કરુણ કથા આવનારને સંભળાવી રહ્યું છે.

હવે સૌરાષ્ટ્રનું એકમ થયું છે. બસો ને બે રાજાઓએ પૂ. મહાત્માજીની અને સરદાર વલ્લભભાઈની સલાહથી પ્રજાને સત્તા સોંપી દીધી છે.

જુનાગઢના નવાબ પાકીસ્તાન ચાલ્યા ગયા અને જૂનાગઢ પણ સૌરાષ્ટ્રમાં ભળી ગયું છે.

સમગ્ર ભારતવર્ષના માનીતા આ સોમનાથ મંદિરનો જીર્ણોદ્ધાર કરવા માટે સરદાર વલ્લભભાઈએ નિશ્ચય કર્યો છે. તે વેળાસર ફળશે અને સોમનાથ મહાદેવની ધજા પુનઃ ફરકતી થશે.



૯

## પ્રધાન વિમળશાહ




અણહિલપુરની ભાગોળે હજારો લોકોની મેદની મળી છે. વચ્ચો વચ્ચ ચોગાનમાં એક ઊંચો થાંભલો ઊભો કરેલો છે. તેની ઉપર એક રૂપેરી માછલી ટાંગી છે. પવનથી એ ચક્કર ફર્યા કરે છે.

ધનુર્વિદ્યાનો શોખીન ભીમ બાણાવળી રંગમંડપની વચ્ચે પોતાના રસાલા સાથે બેઠો છે. માછલીનું નિશાન વીંધવા એક પછી એક નિશાનબાજ ઊભા થવા લાગ્યા. નક્કી કરેલા કુંડાળામાં ઊભા રહી નિશાન પાડવાનું હતું. ભીમદેવના માનીતા તિરંદાજોનાં નિશાન પણ ખાલી ગયાં.

એ વખતે શાહુકારોની બેઠકમાંથી એક યુવાન આગળ આવ્યો. કુંડાળામાં જઈને ઇષ્ટદેવનું સ્મરણ કર્યું. પછી તીર છોડયું. પહેલે જ ઘાએ નિશાન પાડયું. ધન્યવાદના અવાજોથી મેદાન ગાજી ઊઠયું.

ભીમદેવે નિશાનબાજને પોતાની પાસે બોલાવ્યો, નામઠામ પૂછતાં જણાયું, કે જૂના વખતના કોઈ કારભારીનો એ વંશ જ વિમળશાહ છે.

ભીમદેવે એનું કૌશલ્ય જોઈ તેને પોતાનો પ્રધાન બનાવ્યો. વિમળશાહે પોતાની કારકિર્દીમાં રાજ્યની સરસ વ્યવસ્થા કરી હતી

આબુનો પરમાર રાજા વતખસર ખંડણી મોકલતો ન હતો, તેથી વિમળશાહ સૈન્ય લઈ આબુ ગયો. પરમારે એને માનપાન આપ્યાં ને સુલેહ કરી. ઉપરાંત આબુમાં એક સુંદર ટેકરી ભેટ આપી.

વિમળશાહએ ત્યાં જૈન ધર્મનાં દહેરાં બંધાવ્યાં. (ઈ સ. ૧૦૩૨) આજ નવસો વરસ થયાં છતાં એ દહેરાંની કારીગરી જેવી ને તેવી જ મોજુદ છે. તેને બંધાતાં ચૌદ વરસ લાગ્યાં હતા. સૂંવાળા સફેદ આરસથી એ દહેરાં બંધાવેલાં છે. માખણના પીંડામાં કોતરી હોય તેવી ઝીણી અને અદ્‌ભુત કારીગરી તેમાં કરેલી છે. કીર્તિધર નામના કારીગરની એ કળા છે. દેલવાડાનાં દહેરાંના નામથી એ જગવિખ્યાત છે. દેશદેશાવરના પ્રવાસીઓ એ કારીગરી જોઈ તાજ્જૂબ બને છે.

વિમળશાહ પોતાના મંત્રીપદ કરતાં ધર્મભાવથી વધારે પ્રસિદ્ધ છે.

ભીમદેવ વૃદ્ધ થયો એટલે મોટા પુત્ર ક્ષેમરાજને બોલાવીને કહ્યું: 'હવે કોઈ તીર્થસ્થાને જઈ ઈશ્વરભજન કરવાની મારી ઈચ્છા છે, માટે તમે રાજગાદી સંભાળો.'

ક્ષેમરાજે કહ્યું: 'પિતાજી, મારે રાજપાટની ખટપટમાં પડવું નથી, હું તો આપની સાથે આવીશ અને આપની સેવા ચાકરી કરીશ.'

ભીમદેવ સાથે ક્ષેમરાજ પણ યાત્રાએ ગયો. ક્ષેમરાજના આ રાજત્યાગથી તેના નાના ભાઈ કરણને ગાદી મળી.

હાલ અમદાવાદ છે ત્યાં એ વખતે આશાવલ નામનું ગામ હતું. તેમાં આશો નામનો ભીલ રહેતો હતો. એની ટોળી તે આસપાસમાં લૂંટફાટ કરતી. કરણ રાજાએ આશા ભીલને હરાવ્યો અને એની ટોળી વિખેરી નાખી. આશાવલ પાસે કરણાવતી નામનું શહેર વસાવ્યું તથા કરણસાગર નામનું તળાવ બંધાવ્યું.



## ૧૦
## મીનળદેવી




એ વખતે દક્ષિણમાં કર્ણાટકનો જયકેશી નામનો રાજા હતો. તેને મીનળ નામની કુંવરી હતી. તે સંગીત, નૃત્ય અને ચિત્રકળામાં પ્રવીણ હતી. ઉમરલાયક થવા છતાં એ કુંવારી રહી હતી. પોતાની ઇચ્છામુજબના પતિ સાથે લગ્ન કરવા એનો આગ્રહ હતો. કરણ-રાજની સુંદર છબી જોતાં મીનળ મનથી એને વરી ચૂકી; અને તેની છબી પોતાને હાથે ચીતરી અણહિલપુર મોકલી આપી. કળા જોઈ કરણ ખુશ થયો: એણે લગ્ન કરવા હા પાડી.

મીનળદેવીએ જે પુત્રને જન્મ આપ્યો તે ગુજરાતનો પરાક્રમી રાજા સિદ્ધરાજ જયસિંહ.

સિદ્ધરાજ દસબાર વર્ષનો હતો ત્યારે કરણ રાજાનું અકાળ મૃત્યુ થયું. મીનળદેવી પ્રધાન મુંજાલની મદદથી રાજ ચલાવવા લાગી.

સાબરમતી ખંભાતના અખાતને મળે છે તે સંગમસ્થાન પાસે સોરઠની સરહદ ઉપર ભોળાદ ગામ આવેલું છે. એક વાર સાંજને પહોરે ભોળાદની ભાગોળે અણહિલપુરથી આવતા મોટા સંઘનો મુકામ થયો.

હાથી, ઘોડા, રથ, સુખપાલ વગેરે સેંકડો વાહનો અને હજારો માણસો એ સંઘમાં હતાં. રાજમાતા મીનળદેવી પ્રભાસની જાત્રાએ જતાં હતાં.

સમાચાર મળતાં આસપાસનાં સેંકડો લોકો રાજમાતાના દર્શને આવ્યાં. કેટલાક બ્રાહ્મણો અને મહાજનના શેઠિયાએ મુલાકાત માગી. તરત જ તેમને તંબુમાં લઈ જવામાં આવ્યા રાજમાતાને પ્રણામ કરી સૌ બેઠા. મીનળદેવીએ મંત્રી સામે જોયું. મંત્રીએ આવનાર લોકોને પૂછ્યું:

'બોલો શું કહેવું છે?'

'સોમનાથની યાત્રાએ જતાં લોકોને બહુ દુઃખ પડે છે'

'શાનું દુઃખ પડે છે?'

'મહારાજ તરફથી જાત્રાળુ પાસેથી કર લેવાય છે. ગરીબ માણસો એ મુંડકાવેરો ભરી શકતા નથી; અને સોમનાથ મહાદેવનાં દર્શન કર્યા વિના રહે છે.'

'ઠીક છે, હું તપાસ કરાવીશ.'

લોકો ઊઠીને બહાર ગયા, એમને નિરાંત વળી સૌ સૌને ઘેર આવ્યા.

આ બાજુ મીનળદેવીએ એકાએક પડાવ ઉઠાવ્યો કૂચની તૈયારીઓ થવા લાગી. પણ આ શું? મીનળદેવી પ્રભાસ તરફ ન જતાં પાટણ તરફ પાછાં ફર્યાં! લોકો ફાટી આંખે જોઈ રહ્યાં અનેક પ્રકારની અટકળો કરવા લાગ્યાં.

'મીનળબા અધવચ્ચેથી પાટણ પાછાં આવે છે, એ ખબર મળતાં જ સિદ્ધરાજ થોડાક અંગરક્ષકો લઈ સામો ગયો. એને ફિકર પેઠી, કે 'શું કારણ હશે?' જોત જોતમાં માતા મીનળદેવીને જઈ મળ્યો.

માને પગે પડીને સિદ્ધરાજે પૂછ્યું:

'કેમ માતા! એકાએક પાછાં ફર્યાં?'

'ગુજરાતની ગરીબ વસ્તી સોમનાથ મહાદેવનાં દર્શન ન કરી શકે તો મારાથી એમનાં દર્શન કેમ કરાય?' આમ કહી મીનળદેવીએ મુંડકાવેરાના ત્રાસની વાત કરી બતાવી.



'પણ માજી! એ કરવાથી રાજ્યને લાખો રૂપિયાની આવક થાય છે.'

'ભલેને કરોડોની થતી હોય' મીનળદેવીનો અવાજ કડક થયો. 'ભગવાનનાં દર્શનના પૈસા લઈને રાજ્ય ચલાવે તે મારો પુત્ર ન હોય.'

ખલાસ, સિધ્ધરાજ માથું નમાવી ચાલ્યો ગયો. એ જ વખતે પ્રધાનને હુકમ આપ્યો: 'આજથી સોમનાથનો મુંડકાવેરો માફ કરવામાં આવે છે.'

મીનળદેવી સવા કરોડ રૂપિયાની પૂજા સામગ્રી લઈને પાછાં સોમનાથ મહાદેવનાં દર્શને ચાલ્યાં. ગુજરાતમાં મીનળદેવીની ઉદારતાનાં વખાણ થવા લાગ્યાં.

એકવાર ધોળકાના વહીવટદાર, રાજમાતા મીનળદેવીની અને રાજમંત્રી મુંજાલ મહેતા સામે નકશો પાથરીને બેઠા છે.

'જુઓ મહેતાજી!' વહીવટદારે કહ્યું:—

'આ જગ્યાએ તળાવમાં ખાંચો પડે છે. સંપૂર્ણ ગોળાકારમાં ખાંચો પડવાથી તળાવ બેડોળ બની જશે.'

'ત્યાં કોઈનું ઘર છે?' મીનળે વચ્ચે પૂછ્યું.

'એક નાચગાન કરનારી બાઈનું ભૂખલ્યું એવું ઘર છે.'

'તો એ વેચાતું લઈ લો. એને પૂરા પૈસા આપો.'

'પૈસા લઈને પણ વેચવાની એ ના પાડે છે.

'ત્યારે શું કરીશું?'

'આપ હુકમ આપો એટલી વાર છે. મકાન તોડી નાખીએ. પછી એની મેળે પૈસા લઈ લેશે.'

'નહિ' મીનળદેવી સત્તાથી બોલી: 'કોઈની પાસેથી બળજબરીથી કશી ચીજ ન લેવાય, ભલે તળાવમાં ખાંચો પડે.'

વહીવટદાર નકશો વીંટીને ચાલ્યો ગયો.

આજે પણ ધોળકાના તળાવમાં રહેલો ખાંચો મીનળદેવીનાં ઉદારતા અને અદલ ઇન્સાફની સાક્ષી પૂરે છે.

## ૧૧

## સિદ્ધરાજ જયસિંહ

'ટણણન્ ટણણન્ ટણણન્ પાટણના દરવાજા ઉપર મધરાતનાં ઘડિયાળાં વાગ્યાં. સૈનિકની આલબેલ પડી. પહેરો બદલાયો. એ વખતે એક સાંઢણી રાજમહેલ તરફથી આવી. ઉપર બેઠેલા બુકાનીવાળા સવારે હાથને ઇશારે પહેરેગીરને પાસે બોલાવ્યો. ધીમેથી કંઈ વાત કરી, પહેરેગીરે માથું નમાવ્યું. દરવાજો ઉઘાડી આપ્યો. સાંઢણી વાયુવેગે ખંભાતને રસ્તે ચાલી ગઈ.



ખંભાત એ વખતે ધીકતું બંદર હતું. આજે મુંબઈ–કરાચી જામેલાં છે, તેમ તે વખતે સુરત ને ખંભાત બંદરે ધમધોકાર વેપાર ચાલતો હતો. દૂર દેશાવરથી વહાણો આવતાં ને જતાં, માલ ચડતો અને ઊતરતો. ખંભાતના શેઠિયાની દોલતનાં કરોડોથી લેખાં થતાં. ખંભાત અણહિલપુર પાટણથી બીજે નંબરે ગણાતું. ખંભાતનો પ્રધાન પાટણના રાજાને પણ પૂરી દાદ દેતો નહિ.

એ ખંભાતમાં થોડાં મુસલમાનનાં ઘર હતાં. શહેરના એક બાજુના છેડા પર તેઓએ પોતાનાં છાપરાં બાંધ્યાં હતાં. નમાજ પઢવા નાનકડી મસીદ ચણાવી હતી, કેટલાક ધર્માંધ માણસોએ એ મસીદ અને મકાનોને આગ લગાડી જોતજોતામાં છાપરાં બળીને રાખ થયાં. કેટલાંક માણસો પણ મરાયા. એ વાતની સિદ્ધરાજને જાણ થઈ. ખબર મળતાં જ જાત તપાસ કરવા માટે એ રાતોરાત વેશપલટો કરીને સાંઢણીએ ચડી આવી પહોંચ્યો.



આવીને જુએ તો કાળાં ખંઢેર ઊભાં છે. છૈયાંછોકરાંને લઈને બાઈઓ જેમ તેમ પડી છે. સિદ્ધરાજનું હૈયું ભરાઈ આવ્યું, એમણે એમના આગેવાનને બોલાવ્યો. ડરતો ડરતો એ આવ્યો.

'તારું નામ શું ?'

'ખતીબ'

'તું અત્યારે મારી સાથે પાટણ આવીશ ?'

'આપ કોણ છો બાપુ ?'

'હું સિદ્ધરાજ જયસિંહ.'

ખતીબ આંખો પહોળી કરી જોઈ રહ્યો. ઘડીભર માની ન શક્યો. સિદ્ધરાજે બુકાની છોડી નાખી. ખતીબને ખાતરી થઈ. સિદ્ધરાજ ખતીબને લઈ પાછો ફર્યો.

ત્રીજે દિવસે દરબાર ભરાયો. લોકો ખતીબને જોવા ટોળે વળ્યાં. રાજા કેવો ન્યાય તોળશે તે સાંભળવા અધીરાં થયાં. સિદ્ધરાજે ઇનસાફ કર્યો:

'મારા રાજ્યમાં રાયરંક સૌ સરખાં છે. આ પરદેશી યવન ગમે તે ધર્મ પાળતો હોય, તો પણ એ આપણા ગુજરાતમાં આવી વસ્યો એટલે સૌની સરખી ફરજ છે. માટે જેમણે એમનાં મકાન બાળ્યાં હોય તેમણે એ ફરી બંધાવી આપવાં. કોઈ ચોક્કસ ગુન્હેગાર હાથ લાગ્યા નથી, માટે આખા ખંભાત ઉપર એક લાખ ટકાનો વધારાનો કર નાખી એ રકમ વસુલ કરવી.'

'પણ મહારાજ' એક મંત્રી વચ્ચે બોલ્યા: ઘર બાળ્યાં એની ખાત્રી શી ?'

મેં જાતે ખાત્રી કરી છે. હું કાલે રાતે ખંભાતથી ચાલ્યો આવું છું. ત્યાં દરિયામાંથી એક ઘડો પાણી ભરતો આવ્યો છું.

જેને ખાતરી કરવી હોય તે બહાર મૂકેલ ઘડાનું પાણી ચાખી જુએ.'

સિદ્ધરાજનો ચુકાદો સૌએ વધાવી લીધો.

સર્વ ધર્મના માણસ પ્રત્યે સમાન ભાવ રાખનાર તરીકે સિદ્ધરાજની કીર્તિ દેશપરદેશ ફેલાઈ.

ગુજરાતના સોલંકી રાજામાં સિદ્ધરાજ સૌથી વધારે પરાક્રમી હતો. માળવા અને બુંદેલખંડના રાજાઓને તેણે જીત્યા હતા. સિદ્ધરાજની માતા રાજકુશળ હતી અને મંત્રીઓ બાહોશ હતા. સિદ્ધરાજે વાવ, તળાવ, ધર્મશાળા અને મંદિરો બંધાવવામાં પુષ્કળ દ્રવ્ય ખર્ચ્યું હતું. મૂળરાજે શરૂ કરેલો રુદ્રમાળ સિદ્ધરાજે પૂરો કરાવ્યો હતો.

સિદ્ધરાજે પચાસ વર્ષ રાજ કર્યું હતું ઈ.સ. ૧,૦૯૪થી૧,૧૪૩.

---

## ૧૨
## રાણકદેવી–રા'ખેંગાર



જૂનાગઢનો રા'નવઘણ મરણ પથારીએ સૂતો હતો. એની પથારી આસપાસ સગાંવહાલાં તથા સરદારો બેઠાં હતાં, રા'નો જીવ જતો ન હતો. તેમને પૂછ્યું કે: 'કંઈ કહેવું છે?'

નવઘણે જેટલું જોર હતું તેટલું કરીને કહ્યું : 'પાટણના રાજા



સિદ્ધરાજે મને મોંમાં તરણું લેવરાવ્યું હતું. બાર દહાડામાં એનું વેર વાળે તે જૂનાગઢની ગાદીએ બેસે.'

નવઘણને ચાર દીકરા હતા. ચારે હાજર હતા પણ બાર દિવસમાં પાટણના રાજાને નમાવવાની કોઈની હિંમત ન હતી. ઘડીભર કોઈ બોલ્યું નહિ. નવઘણનો જીવ વધારે મુંઝાતો હતો. એકાએક નાનો કુંવર ખેંગાર આગળ આવ્યો. એમણે હાથમાં પાણી લઈ પ્રતિજ્ઞા કરી કે 'બાર દહાડામાં સિદ્ધરાજનું નાક કાપીને વેર લઈશ.'

નવઘણનો જીવ ચાલ્યો ગયો.

ખેંગાર પોતાની સોરઠી ઘોડી ઉપર સવાર થઈ ચાલી નીકળ્યો. મજેવડી ગામને પાદર આવી હડમત કુંભારનું ઘર પૂછ્યું.

વીશેક વરસ પહેલાં હડમત કુંભાર દુકાળ વરતવા પોતાનાં ગધેડાં લઈને સિંધમાં ગયેલો. ત્યાં સિંધુ કિનારેથી એને એક રૂપાળી છોકરી હાથ આવી હતી. હડમતને છોકરું ન હતું, તેથી તેને દીકરી કરીને રાખી. દેશમાં આવી ઉછેરીને મોટી કરી. લોકવાયકા એવી છે કે સિંધના રાજા શેરપાવરને ઘેર એક દીકરી અવતરેલી. જોશીએ કહ્યું કે; 'એનું મોં જોવાથી મા–બાપ મરી જશે; અને જેના ઘરમાં એ રહેશે તેનું સત્યાનાશ જશે' આથી એને સિંધુના કોતરમાં મૂકી આવેલા.

હડમતે એનું નામ રાણક રાખ્યું હતું, રાણક ઉમર લાયક થઈ ત્યારે પાટણના બારોટે એને દીઠી અને સિદ્ધરાજ માટે માગું નાખ્યું. હડમતે હા પાડી. વેવિશાળ નક્કી થયું. રા'ખેંગાર એ વાત જાણતો હતો; એથી એણે વિચાર કર્યો કે જે કન્યા સાથે સિદ્ધરાજનું સગપણ થયેલું છે, તેને લઈ આવું તો એનું નાક કપાયું ગણાય અને વેર વળી રહે. રા'ખેંગાર આમ વિચાર કરી સીધો મજેવડી આવી પહોંચ્યો.

હડમત રા'ખેંગારને જોઈ ગભરાઈ ગયો. પહેલાં તો એણે આનાકાની કરી. પણ રાણકનું મન જોઈ કબૂલ થયો. રાણકને લઈ રા'ખેંગાર જૂનાગઢ આવ્યો.

આ વાતની સિદ્ધરાજને ખબર પડતાં મોટું સૈન્ય લઈ જૂનાગઢ ઉપર ચડી આવ્યો. ગિરનારનો અભેદ્ય કિલ્લો જૂનાગઢની પાછળ ઊભો છે. ઉપરકોટના મજબૂત ગઢમાં રા'ખેંગાર રહેતો હતો. વસ્તીનું રાણક–રા'ખેંગાર પર પૂરું હેત હતું. સિદ્ધરાજે ચાર ગાઉ દૂર પડાવ નાખ્યો. ચોમેર ઘેરો ઘાલ્યો. એક માસ, બે માસ, કરતાં વરસો વીત્યાં, બાર–બાર વરસ થયાં પણ રા' નમ્યો નહિ. રાણકની ટેક ગિરનારે સાચવી રાખી.

આખરે દગો થયો. દેશળ વિશળ નામના રા'ખેંગારના ભાણેજ ફૂટયા. છૂપી રીતે એમણે સિદ્ધરાજનું લશ્કર શહેરમાં ઘુસાડી દીધું. ખેંગાર બહાદુરીથી લડતાં મરાયો. સિદ્ધરાજ સીધો તેના મહેલમાં ગયો; અને રાણકને પોતાની સાથે આવવા કહ્યું. સતી રાણકે સાફ ના પાડી. આથી ચીડાઈ ને સિદ્ધરાજે તેના બે કુંવરોને ઠાર કર્યા. રાણક એ કારમો દેખાવ જોઈ બેભાન બની ગઈ સિદ્ધરાજ એને લઈને પાટણને માર્ગે ચાલી નીકળ્યો. રસ્તામાં ભાન આવતાં રાણકને સિદ્ધરાજે ખૂબ સમજાવી, પણ તે એક શબ્દ બોલી નહિ. વઢવાણ પાસે ભોગાવા નદીને તીરે રા'ખેંગારનું માથું ખોળામાં લઈ રાણકદેવી સતી થઈ. આજે પણ રાણકદેવીની દહેરી એ સ્થળે છે. આ બનાવથી સિદ્ધરાજની ઉજ્જવળ કીર્તિને કાયમનો ડાઘ લાગી ગયો.

---

## ૧૩

## હેમાચાર્ય

ધંધુકામાં પાટણથી દેવચંદ્રસુરી નામના જૈન સાધુ આવ્યા હતા. ભાવિક શ્રાવકો તેમનાં દર્શન કરવા અપાસરામાં આવતા હતા. ધંધુકામાં ચાચિંગ નામનો એક વાણિયો રહેતો હતો. તેને સાધુઓ ઉપર બહુ ભાવ ન હતો, પણ તેની સ્ત્રી પાહિની ધર્મચુસ્ત હતી. દેવચંદ્રસુરી આવ્યાના સમાચાર મળતાં પાહિની પોતાના પાંચ વરસના બાળક






ચાંગાને લઈ દર્શન કરવા ગઈ. દેવચંદ્ર મહારાજે ચાંગાને જોઈ પાહિનીને કહ્યું 'માતા! આ તમારો પુત્ર જૈન ધર્મનો મહાન આચાર્ય થશે. એને અત્યારથી અમને સોંપો' પાહિનીએ દેવચંદ્ર મુનિને પુત્ર અર્પણ કર્યો. ચાંગાને લઈ તેઓ ખંભાત તરફ વિહાર કરી ગયા.

આ બાજુ ચાંગાનો બાપ ચાચિંગ ઘેર આવ્યો. દીકરો આપી દીધાની વાત સાંભળી પાહિની ઉપર ખૂબ ગુસ્સે ભરાયો અને દેવચંદ્ર મુનિની પાછળ પડયો.

ચાચિંગ ખંભાત આવ્યો ત્યાં તેને ખબર મળ્યા, કે ચાંગો ઉદયન મંત્રી પાસે છે: એટલે તે સીધો મંત્રીને મહેલ ગયો. ઉદયન મંત્રીએ તેનો ખૂબ સત્કાર કર્યો. ત્રણ લાખ રૂપિયાનું ઝવેરાત ભેટ ધર્યું. ચાચિંગ ઝવેરાત જોઈ ઘડીભર ચૂપ થઈ ગયો; પણ પછી એને વિચાર થયો; કે મારા છોકરા માટે આટલું ધન આપે છે તો નક્કી એનામાં કંઈક શક્તિ હોવી જોઈએ. ભલે એ મુનિ પાસે રહે ને ભણે; ભલે મોટો થાય ને કુળનું નામ ઉજાળે.

દેવચંદ્ર મુનિને પ્રણામ કરી ચાચિંગ ધંધુકે પાછો આવ્યો.

ચાંગાને આઠમે વર્ષે સાધુ બનાવી સોમદેવ નામ રાખ્યું. એકવીશ વર્ષની ઉમરમાં તો એણે જૈન ધર્મનાં સર્વ શાસ્ત્રોનો અભ્યાસ કરી લીધો અને થોડા વખતમાં આચાર્યની પદવી મેળવી. તે દિવસથી એમનું નામ હેમચંદ્રાચાર્ય પડયું. હેમાચાર્યે ઘણાં પુસ્તકો લખ્યાં છે. સંસ્કૃત ભાષાના તેઓ મોટા પંડિત હતા. વ્યાકરણમાં પારંગત હતા. તેમનો વ્યાકરણનો એક ગ્રંથ ખૂબ જાણીતો છે. સિદ્ધરાજ તથા પોતાના નામ ઉપરથી એ પુસ્તકનું નામ 'સિદ્ધહૈમ' રાખ્યું. એ ગ્રંથ લખાઈને તૈયાર થયો ત્યારે સિદ્ધરાજે એક હાથીને શણગાર્યો. હાથીની અંબાડીમાં એ ગ્રંથ મૂકયો અને પાટણ શહેરમાં મોટા ઠાઠમાઠથી એનો વરઘોડો કાઢયો.

સિદ્ધરાજ પછી કુમારપાળ રાજા થશે એવી ભવિષ્યવાણી હેમાચાર્યે ભાખી હતી એ ખરી પડી. કુમારપાળ ગાદીએ આવ્યો અને હેમાચાર્યને પોતાના ગુરુ કરીને સ્થાપ્યા. ગુજરાતમાં અહિંસા ધર્મનો પ્રચાર કર્યો. રાજ્યવહીવટમાં કુમારપાળ હેમાચાર્યની વારંવાર સલાહ પૂછતો.

હેમાચાર્ય ચોરાશી વર્ષ જીવ્યા હતા. ઈ. સ. ૧,૧૭૨

---

૧૪

## મહારાજા કુમાળપાળ

એક વાર સિદ્ધરાજ સભા ભરી બેઠો હતો. તેમાં જૈનસાધુ હેમચંદ્રાચાર્ય હાજર હતા. સિદ્ધરાજે પોતાના ધોળા વાળ પર હાથ ફેરવતાં હેમાચાર્યને પ્રશ્ન કર્યો :

'મહારાજ ! મારા પછી ગુજરાતનો રાજા કોણ થશે !'

હેમાચાર્યે જવાબ આપ્યો: 'આપને કંઈ સંતાન નથી તેથી આપના કાકા ક્ષેમરાજના પૌત્ર ત્રિભુવનપાળનો સૌથી નાનો પુત્ર કુમારપાળ ગાદીએ આવશે.'





આ સાંભળી સિદ્ધરાજના ચહેરા પર અણગમાનાં ચિહ્ન દેખાયાં, પણ સભામાં કશું બોલ્યો નહિ. મનમાં ગાંઠવાળી કે ગમે તેમ થાય પણ કુમારપાળને ગાદી આપવી નથી. દરબાર ઊઠતાં સિદ્ધરાજ મહેલમાં ગયો. છૂપા જાસુસને હુકમ આપ્યોઃ કે 'કુમારપાળને જ્યાં હોય ત્યાંથી હાજર કરો.'

આ ખાનગી હુકમની ખબર કુમારપાળના બનેવી કાનદેવને પડી તેણે કુમારપાળને ચેતાવી દીધો કુમારપાળ સાધુના વેશે જીવ બચાવવા નાસી છૂટયો. સિદ્ધરાજના માણસો કુમારપાળની પાછળ પડયા.

કુમારપાળ એક ખેતરને શેઢે ચાલ્યો જતો હતો; ત્યાં દૂરથી એણે ઘોડેસ્વારોને પાછળ આવતા જોયા. ભીમસિંહ નામના રજપુતનું એ ખેતર હતું. ભીમસિંહ ઘાસની ગંજી ખડકતો હતો. કુમારપાળે એની પાસે જઈ ખરી હકીકત જણાવી. ત્રિભુવનપાળના પુત્રને આવે વેશે જોઈ ભીમસિંહને લાગી આવ્યું. તરત એણે કુમારપાળને ગંજીમાં સંતાડી દીધો. સિદ્ધરાજનાં માણસો ઉપર ઉપરથી પૂછપરછ કરી આગળ ચાલ્યા ગયા.

ફરતાં ફરતાં કુમારપાળ ખંભાત જઈ હેમચંદ્રાચાર્યને મળ્યો. તેમણે કુમારપાળને આશ્વાસન આપતાં કહ્યું :

"તમે હવે થોડા વખતમાં રાજા થશો."

એવામાં સિદ્ધરાજના છૂપા જાસુસને બાતમી મળવાથી હેમાચાર્યના અપાસરામાં કુમારપાળની તપાસ કરવા તેઓ પહોંચ્યા. હેમાચાર્યે પુસ્તકોની નીચે કુમારપાળને સંતાડી દીધો. જાસુસો ચાલ્યા ગયા પછી થોડીવારે ખંભાતનો પ્રધાન ઉદયન હેમાચાર્યને પગે લાગવા આવ્યો. હેમાચાર્યે તેમને કુમારપાળની ઓળખાણ કરાવતાં કહ્યું : 'આ તમારા ભવિષ્યના રાજા કુમારપાળ.'

ઉદયન મંત્રીએ કુમારપાળને લઈ જઈ પોતાની હવેલીમાં રાખ્યો.

ત્યારબાદ થોડા વખતમાં સિદ્ધરાજનું મૃત્યુ થયું. એ સમાચાર મળતાં હેમાચાર્ય અને ઉદયન મંત્રી કુમારપાળને લઈ અણુહિલપુર પાટણ ગયા. રાજ્યમાં મોટા ભાગનાં માણસોનો મત કુમારપાળને ગાદી આપવાનો હતો તેથી કુમારપાળને રાજગાદી મળી.

અનેક પ્રકારનાં દુઃખો વેઠીને કુમારપાળ ગાદીએ આવ્યો, તેથી તેણે સૌની કદર કરી. એને નિરાધાર અજાણ્યો ધારીને ખેડૂત, કુંભાર, રજપુત, વણિક, સ્ત્રી, પુરુષ દરેકે જોખમ વ્હોરીને પણ આશરો આપ્યો હતો ગુજરાતની આવી ઉદાર ને બહાદુર પ્રજાનો રાજા કુમારપાળ પણ બહાદુર ને ઉદાર બન્યો. એણે સૌના ઉપકારનો બદલો વાળ્યો. હેમાચાર્યને પોતાના ગુરુ બનાવ્યા. પોતે જૈન ધર્મ સ્વીકાર્યો; તેથી રાજ્યમાં જૈન ધર્મનો સારી પેઠે ફેલાવો થયો.

કુમારપાળને પૂજાને વખતે પહેરવા રેશમી પિતાંબરની જરૂર હતી. એ વખતે મીલોનું નામનિશાન નં હતું. યુરોપમાં લોકો અર્ધનગ્ન ફરતાં હતા હિંદમાં હાથવણાટ અને હાથકંતામણનો ઉદ્યોગ ધમધોકાર ચાલતો હતો પાટણમાં ઝીણું રેશમી કાપડ બનતું ન હતું; આથી ખાસ અજમેરથી સાતસો કારીગર બોલાવી કુમારપાળે પાટણમાં વસાવ્યા આજે પણ પાટણનાં પટોળાં વખણાય છે.



હેમાચાર્યના પ્રભાવથી કુમારપાળે ગુજરાતમાં અહિંસા ધર્મ ફેલાવવો શરૂ કર્યો. માત્ર ઉપદેશકો તથા પુસ્તકો મારફત મહાવીર સ્વામી જેવા સમર્થ તીર્થંકરનો ધર્મ ન પ્રસરી શકે, મહારાજા કુમારપાળે ગરીબાઈ જોઈ હતી. સાદાઈમાં સાચું સુખ રહેલું છે. એ કુમારપાળ સમજતો હતો; તેથી તેણે ગુજરાતની ગાદીએ બેઠા પછી પણ સાદું અને સંયમી જીવન ગાળવું ચાલુ રાખ્યું. જેમ ચક્રવર્તિ મહારાજ અશોકે તલવાર મ્યાન કરી બૌદ્ધ ધર્મ સ્વીકાર્યો અને તેનો હિંદમાં તથા ચીન જાપાન સુધી પ્રચાર કર્યો, તેમ કુમારપાળે જૈન ધર્મ સ્વીકારી તેનો ફેલાવો કર્યો. એને લીધે કુમારપાળનું નામ ઇતિહાસમાં અમર છે.

કુમારપાળે ત્રીશ વર્ષ રાજ્ય કર્યું. ઈ. સ. ૧,૧૭૪.

---

## ૧૫
## ભોળો ભીમદેવ

મહમદ ગિજની સોમનાથનું મંદિર લૂંટી ગયો. ત્યાર પછી લગભગ દોઢસો વર્ષે શાહબુદ્દીન ઘોરી નામનો અફઘાન બાદશાહ ગુજરાત પર ચડી આવ્યો.

એ વખતે ગુજરાતનો કારભાર ભીમદેવના હાથમાં હતો. કુમારપાળને પુત્ર ન હોવાથી તેના મૃત્યુ બાદ તેનો ભત્રીજો અજયપાળ ગાદીએ આવ્યો, પણ તે જુલ્મી હતો; તેથી પૂરાં ત્રણ વરસ રાજ્ય ન કર્યું ત્યાં તેનું ખૂન થયું. અજયપાળનો પુત્ર મૂળરાજ બાળક હતો. મૂળરાજની મા નાયકાદેવી હોશિયાર હતી; તે મૂળરાજના કાકા ભીમદેવની મદદથી રાજ્ય ચલાવતી હતી.

શાહબુદ્દીનનું લશ્કર આવે છે તે સાંભળી ભીમદેવે સૈન્ય તૈયાર કર્યું. પાડોશના કેટલાક રજપૂત રાજાઓ મદદે આવ્યા, ગુજરાતને સીમાડે ઘોરી બાદશાહને ભીમદેવે રોકયો. ત્યાં ભયંકર યુદ્ધ થયું, બાળ મૂળરાજને લઈ તેની બહાદુર મા નાયકાદેવી જાતે રણમેદાન

ઉપર આવી. આથી સૈન્યને બમણું જોસ મળ્યું. શાહબુદ્દીન હાર્યો; અને ભાગતાં ભોં ભારે થઈ પડી. આ વિજયથી આખા ગુજરાતમાં આનંદ ફેલાયો.

મૂળરાજ બાળપણમાં જ મરણ પામ્યો, તેથી ભીમદેવ ગાદીએ આવ્યો. એ શૂરો હતો, પણ અવિચારી અને મૂર્ખ ગણી શકાય એટલો બધો ભોળો હતો, તેથી ઇતિહાસમાં એને ભોળો ભીમ કહેવામાં આવે છે. ભોળાભીમની મૂર્ખાઈથી જ હિંદમાં પરદેશી સત્તાનાં બીજ રોપાયાં એમ કહીએ તો ચાલે.

એકવાર ભીમદેવ મિત્રો સાથે બેઠો હતો, તે વખતે કોઈ દરબારીએ આબુના રાજા તેજસી પરમારની દીકરી ઇચ્છનકુમારીનાં વખાણ કર્યાં, અને ઉમેર્યું. કે: " આવી રૂપાળી કન્યાનું સગપણ અજમેરના રાજા સોમેશ્વરના પુત્ર પૃથ્વીરાજ સાથે થયું છે "

' શું કહો છો ? ' ભીમદેવનાં ભવાં ચડયાં !'

' હા મહારાજ ! ' દરબારીએ પાનો ચડાવ્યો.

' શાહબુદ્દીન ઘોરીને હરાવનાર ભીમ બેઠો છતાં આબુની કન્યા અજમેર જશે ? '

'કોણ કહે છે અજમેર જશે? કાલ સવારે એને પાટણ લઈ આવું છું ' આગળનો કશો વિચાર કર્યા વિના ભીમદેવ ઊભો થયો. લશ્કર તૈયાર કરવા હુકમ આપી દીધો.

આ બાજુ આબુના રાજાને ખબર પડતાં એણે અજમેર સમાચાર કહેરાવ્યા. તેથી સોમેશ્વર આવી ઇચ્છનકુંવરીને લઈ ગયો. ને પૃથ્વીરાજ સાથે પરણાવી દીધી.

આથી ભીમ વધારે ચીડાયો. આબુ પર ચડાઈ કરી. તેજસી પરમારને હરાવ્યો. ત્યાંથી સીધો અજમેર ગયો. પણ ગુજરાતનું થાકેલું લશ્કર હાર્યું. ભીમદેવ નાસીને પાટણ આવ્યો. હાર ખાધી છતાં ભીમના જીવને નિરાંત ન વળી. રાજકાજ પડતાં મૂકી તેણે ફરી લશ્કર લઈ



જમેર પર ચડાઈ કરી. આ વખતે સોમેશ્વર હાર્યો ને મરાયો.

સોમેશ્વરનો પુત્ર પૃથ્વીરાજ દિલ્હીનો રાજા હતો. એ બળવાન હતો. શાહબુદ્દીન ઘોરીને ત્રણ ચાર વખત એણે પાછો કાઢયો હતો, એની સેના જબરી હતી.

બાપનું વેર લેવા પૃથ્વીરાજ ગુજરાત પર આવ્યો અને છેક પાટણના પાદર સુધી ધસી આવ્યો. ભીમદેવ લશ્કર લઈ સામો ગયો. લડાઈમાં હજારો નિર્દોષ રાજપૂતો કપાઈ મૂઆ. ભીમદેવ પાસે ાફી મંગાવી પૃથ્વીરાજ દિલ્હી પાછો ગયો.

ઉપરા ઉપરી લડાઈઓ થવાથી ગુજરાતના સાચા શૂરવીરો રી ખૂટયા. ભીમદેવના અવિચારીપણાથી કંટાળી જઈને કેટલાક ાહ્યા પુરુષો એને છોડી ગયા. ભીમદેવ હાર્યો ને નબળો પડયો; ેનો લાભ લઈ કેટલાક સામંતો સ્વતંત્ર થયા.

ગુજરાતની હાક વાગતી અને શાહબુદ્દીન જેવાને પણ હારીને ાછા ફરવું પડેલું. એ ગુજરાતનું તેજ ભીમદેવના અવિચારી ર્તનથી ઝાંખું પડયું.

---

## ૧૬
## દેલવાડાનાં દહેરાં

જૈનોનો એક મોટો સંઘ શેત્રુંજાની જાત્રાએ જતો હતો. સૌરાષ્ટ્રના ંડાળા ગામને પાદર સંઘનો પડાવ પડયો; એ વખતે રાતને બીજે હોરે વસ્તુપાળ અને તેજપાળ નામના બે ભાઈઓ ખંભે કોદાળી ઈને તંબુમાંથી બહાર નીકળ્યા. એ વખતે સૌરાષ્ટ્રમાં લૂંટારાની બીક ૂબ લાગતી. આ બન્ને ભાઈઓને થયું, કે આટલું બધું ધન સાથે રવું તેમાં જોખમ છે; એટલે તેને જમીનમાં દાટવા ચાલ્યા.

એક મોટા ઘેઘુર વડલા નીચે તેમણે ખાડો ખોદવા માંડ્યો. હાથ દોઢ હાથ ઊંડું ખોદ્યું ત્યાં કોઈ નકર ધાતુ સાથે કોદાળી અથડાઈ. બન્નેના આશ્ચર્યનો પાર ન રહ્યો, વધારે સાવચેતીથી ખોદ્યું તો તે ઠેકાણેથી એક ધનનો ચરુ નીકળ્યો! ધન દાટવા જતાં ધન મળ્યું; એટલે બન્ને ભાઈઓ વિચારમાં પડયા. આવી બાબતમાં સલાહ પૂછવી એમ વિચારી પાછા ઘેર આવ્યા. નાના તેજપાળની સ્ત્રી અનુપમા બહુ ડાહી ને વ્યવહાર કુશળ હતી. એની આગળ બધી વાત કરી દેખાડી. અનુપમાએ કહ્યું: ‘આ તો દીવા જેવી ચોખ્ખી વાત છે. જે લોકો ધનને નીચે દાટે તે પોતે નીચા ઊતરે છે અને ધનની ધૂળ કરે છે; જે લોકો ધનને ઊંચે રાખે છે તે ઊંચે ચડે છે અને ધનની ખરી કિંમત આંકે છે; માટે સૌ દેખી જોઈ શકે એ રીતે આ તમામ ધનને ઊંચે રાખો.’ બન્ને ભાઈઓ અનુપમાના કહેવાનો મર્મ સમજી ગયા. તેમણે ગિરનાર, શેત્રુંજો અને આબુ પર્વત ઉપર પોતાના ધનથી સુંદર દહેરાં બંધાવવાનાં શરૂ કર્યાં.

થોડા વખત પછી તેમને ગુજરાતના રાજા લવણપ્રસાદે બોલાવ્યા, અને પોતાના કુંવર વીરધવળનો હાથ સોંપી એના પ્રધાન તરીકે રાજકારભાર ચલાવવા કહ્યું. બંને ભાઈઓ બાહોશ અને કુશળ હતા. પ્રધાન થયા પછી તેમની કીર્તિ અને ધન વધતાં રહ્યાં. ધનનો સદુપયોગ કરવાની ચાવી તેને હાથ લાગી હતી, તેથી તેમણે મંદિરો બંધાવવાનું કામ આગળ ચલાવ્યું.

આ મંદિરો બંધાવવામાં માત્ર વસ્તુપાળ તેજપાળનું ધન ખર્ચાતું એટલું જ ન હતું; એની પાછળ અનુપમાદેવીની ભક્તિ અને કુશળતા મોટે ભાગે કામ કરતાં હતાં. તેનો એક દાખલો બસ થશે:—

આબુ ઉપર નેમિનાથનું દહેરું ચણાતું હતું, ત્યારે ભરતખંડમાંથી સારા સારા કારીગરોને તેડાવવામાં આવ્યા હતા. ઉત્તમ આરસપહાણના ગાડાની હાર ખરેડીથી આબુ સુધી લાગેલી રહેતી.



અનુપમા જાતે એ બાંધકામ વખતે હાજર રહેતી. એક વાર એક થાંભલાની કોતરણી એ જોઈ રહી હતી. પણ કારીગરનું ઝીણું ટાંકણું એક એક રજની કણીથી બારીક કોતરકામ કરતું હતું એ જોઈ અનુપમાને વિચાર થયો: ‘આ રીતે તો આ મંદિર કેટલાં વરસે પૂરાં થાય?’

કડિયાનો મુકાદમ શોભન નામનો કારીગર હતો. એને અનુપમાએ કહ્યું: ‘આમ કામ ચાલે તો આખું મંદિર પૂરું થતાં વરસો વીતે?’

શોભને માથું નમાવી જવાબ આપ્યો: ખરી વાત છે, કારણ કારીગરી બારીક કરવાની છે. શરીરબળનું આ કામ નથી; આંગળાંની કરામત છે. શિયાળાની ઠંડીમાં આંગળાં થીજી જાય છે. વળી બપોરે કારીગરોને રાંધી ખાવામાં વખત જાય છે.’

આ સાંભળીને અનુપમાએ તેજપાળને વાત કરી અને કારીગરો માટે રસોઈઆ બોલાવ્યા, અને કોતરકામ ચાલતું હોય તે વખતે કારીગરોને હાથ શેકવા શગડીઓ મુકાવી. ઉપરાંત એ મંદિરની કોતરણી કરતાં જેટલો ભૂકો પડે, તેની ભારોભાર કારીગરોને સોનું રૂપું મજૂરીમાં આપવાનું ઠરાવ્યું. આથી મંદિર ઝપાટાબંધ પૂરું થયું.

આબુ ઉપર વિમળશાના મંદિરની પડખે નેમિનાથનું દહેરું આ વાતની સાક્ષી પૂરે છે. એને બંધાવતાં સાડાબાર કરોડ રૂપિયાનું ખર્ચ થયું હતું. તાજમહાલ જોઈને આવતા પ્રવાસીઓ પણ આ દહેરાની અનુપમ કારીગરી જોઈ મોંમાં આંગળાં નાખી જાય છે અને ‘અદ્ભુત’ એવો ઉદ્ગાર કાઢે છે.

કળા અને માણસાઈને પારખનાર અનુપમાદેવીનું નામ આ દહેરાંની સાથે અમર થયું છે.

---

# લેખકના અન્ય પ્રકાશનો

| | | |
|---|---|---|
| ૧. | કાઠી ઇતિહાસ અને સંસ્કૃતિ -૧૯૯૭ | અપ્રાપ્ય |
| ૨. | પ્રાચીન ભારતના વિદેશીયાત્રી - ૨૦૦૦ | અપ્રાપ્ય |
| ૩. | ભૂચર મોરીની લડાઇ -૨૦૦૦ | અપ્રાપ્ય |
| ૪. | ઇતિહાસ સુમન -૨૦૦૧ | રૂા. ૪૦ |
| ૫. | સોરઠની વિદ્યાપીઠ બહાઉદ્દીન કૉલેજ - ૨૦૦૨ | રૂા. ૧૧૧ |
| ૬. | ઇતિહાસ એટલે ? -૨૦૦૩ | રૂા. ૧૫૦ |
| ૭. | ગ્રંથો અને શિલાલેખો -૨૦૦૩ | રૂા. ૧૧ |
| ૮. | ભૂલે બિસરે આઇને -૨૦૦૪ | અપ્રાપ્ય |
| ૯. | તવારીખ -૨૦૦૪ | રૂા. ૯૦ |
| ૧૦. | સૌરાષ્ટ્ર ગુજરાતના શાસકોની વંશાવળીઓ - ૨૦૦૫ | રૂા. ૫૬ |
| ૧૧. | કાઠિયાવાડ સર્વસંગ્રહ -૨૦૦૫ | રૂા. ૫૦૦ |
| ૧૨. | કાઠિયાવાડના રાજવીઓ -૨૦૦૫ | અપ્રાપ્ય |
| ૧૩. | સ્વામિનારાયણ સંપ્રદાયમાં કાઠી દરબારોનું પ્રદાન -૨૦૦૬ | રૂા. ૭૦ |
| ૧૪. | કાઠીઓ અને કાઠિયાવાડ -૨૦૦૬ (પીએચ.ડી.નો મહાનિબંધ પુસ્તક રૂપે પ્રગટ) | રૂા. ૪૦૦ |
| ૧૫. | બાબી રાજવંશના ગીતો -૨૦૦૭ | રૂા. ૪૦ |
| ૧૬. | ઇતિહાસ મંજૂષા -૨૦૦૮ | રૂા. ૭૦ |
| ૧૭. | શતદલ વ્યક્તિત્વ -૨૦૦૮ | અમૂલ્ય |
| ૧૮. | ગિરનારનો ઇતિહાસ -૨૦૦૯ | રૂા. ૩૦૦ |
| ૧૯. | સૌરાષ્ટ્રનો ગૌરવવંતો ઇતિહાસ -૨૦૧૦ | રૂા. ૬૦૦ |
| ૨૦. | તસવીરોમાં જૂનાગઢ -૨૦૧૧ | રૂા. ૭૫૦ |
| ૨૧. | સોરઠ સરકાર નવાબ મહાબતખાનજી - ૨૦૧૨ | રૂા. ૨૦૦ |
| ૨૨. | સંશોધક પરિચય -૨૦૧૨ | રૂા. ૫૬ |
| ૨૩. | ગિર ગિરનારના મંદિરો -૨૦૧૩ | અમૂલ્ય |
| ૨૪. | ઇતિહાસની અજાણી વાતો -૨૦૧૫ | રૂા. ૭૦ |
| ૨૫. | ઇતિહાસ વારિધિ -૨૦૧૬ | રૂા. ૧૫૦ |
| ૨૬ | સ્વામિનારાયણ સંપ્રદાયમાં કાઠી દરબારોનું પ્રદાન -૨૦૧૭ (સંવર્ધિત આવૃત્તિ) | રૂા. ૧૨૦ |

**નોંધ :** ડૉ. પ્રદ્યુમ્ન ખાચરના સંશોધન અને કાર્ય વિશે ડૉ. ધીરૂભાઇ વાળાએ 'ઇતિહાસનો આરાધક-ડૉ. પ્રદ્યુમ્ન ખાચર' સ્વતંત્ર પુસ્તક લખેલ છે.

**કટાર લેખક :**

(૧) સૌરાષ્ટ્ર ઇતિહાસને પાને – ફૂલછાબ

(૨) લોક કથાની વાતો – મુંબઇ સમાચાર

## ૧૭

## હીરો શિલ્પી

રાજા વિશળદેવના સમયમાં ગુજરાતનો બાહોશ કારીગર હીરો કડિયો થઈ ગયો. ડભોઈનું તળાવ અને કિલ્લો હીરાની કારીગરીના નમૂના છે. હીરા ઉપર રાજાની મહેરબાની પૂરી હતી, આથી કેટ લોક ઇર્ષ્યાળુ માણસોએ રાજાને ભરમાવ્યો; કે હીરો કિલ્લાનું કામ કાચું કરે છે. રાજાએ કંઈ પણ પૂછ્યા વિના હીરાને કિલ્લામાં ચણી લેવાનો હુકમ કર્યો.

આ બાજુ કિલ્લાનું કામ ચાલુ હતું. 'શું હીરો કારીગર છે અને અમે કડિયાના દીકરા નથી ?' એવો ગર્વ રાખનાર કારીગરોએ કિલ્લાનું ચણતર ચાલુ રાખ્યું; પણ મોટા દરવાજાની કમાન મૂકતાં કારીગરોની અક્કલ કામ ન આવી. ઘણું મથ્યા પણ કમાન બેઠી નહિ. થાકીને એ બધા રાજા પાસે ગયા અને હાથ જોડીને હીરાને છોડવા કહ્યું રાજાને હીરા પર ખૂબ ભાવ હતો. એણે તરત જ હીરાને છોડયો.

હીરાએ આવીને ઊંચી નજર કરી. ઘડીક વિચાર કર્યો, પછી પાલખ બાંધીને જાતે ઉપર ચડયો. એ કડિયાની મદદથી યુક્તિ પૂર્વક કમાન બેસાડી દીધી.

રાજા છક થઈ ગયો. હીરાએ કિલ્લાનું કામ પૂરું કર્યું. ડભોઈના કિલ્લા ઉપરની ઝીણી અને મનોહર કારીગીરી હીરા શિલ્પીના ટાંકણાંમાંથી નીકળેલી છે, આજે તો કિલ્લો લગભગ ખંડિયેર જેવો થઈ ગયો છે, છતાં હીરાની કારીગરી તેમાં ડોકાઈ રહી છે.

હીરાના નામ ઉપરથી ડભોઈમાં હીરાના કરેલા દરવાજાનું નામ હીરાભાગોળ કહેવાય છે. પોતાની શિલ્પકળાથી હીરો અમર થયો છે.

---



## ૧૮

## વીરધવળ વાઘેલો

'આવાં અવિચારી કામ કરીને ગુજરાતને કલંક લગાડી રહ્યા છો, તો આજથી તમો મારા રાજા નહિ અને હું તમારો પ્રધાન નહિ' આવી આકરી પ્રતિજ્ઞા કરીને ભોળા ભીમનો પ્રધાન લવણપ્રસાદ ભરસભામાંથી ઊઠી ગયો. કેટલાક સામંતોને લઈને તે પાટણ છોડી ચાલ્યો ગયો.

ધોળકાની આસપાસનો થોડો પ્રદેશ જીતી લઈ, ત્યાં પોતાની જુદી રાજધાની સ્થાપી, 'રાણો લવણપ્રસાદ' એવું નામ ધારણ કરી તે ગાદીએ બેઠો.

લવણપ્રસાદે મરતી વખતે પોતાના વીરપુત્ર વીરધવળને ધોળકાની ગાદી સોંપી. વસ્તુપાળ તેજપાળ એ આ વીરધવળ વાઘેલાના પ્રધાન હતા. તેમની સહાયથી વીરધવળે ગુજરાતનો કેટલોક ભાગ કબજે કર્યો. પાટણની સત્તા નામની કરી નાખી. આમ થવાથી ગુજરાતનું એકત્ર બળ તૂટયું.

ગુજરાતમાં ભોળાભીમની જે દશા થઈ તેથી ખરાબ દશા દિલ્હીમાં પૃથ્વીરાજની થઈ. પૃથ્વીરાજે શાહબુદ્દીનને અનેકવાર હરાવેલો, એટલે એ વેર લેવા તલસી રહ્યો હતો અને સૈન્ય જમાવતો હતો. એવે વખતે પૃથ્વીરાજ પોતાના માસિયાઈ ભાઈ કનોજના રાજા જયચંદની દીકરી સંયોગતા ઉપર મોહી પડયો; અને શાહબુદ્દીન સાથે લડવામાં મદદ કરનાર રાજાઓનો રોષ વહોરીને સંયોગતાને હરી લાવ્યો આથી ભાઈ ભાઈ઼ઓમાં વેરનાં બીજ વવાયાં. શાહબુદ્દીન લાગ જોઈને આવ્યો. પૃથ્વીરાજ બહુ મોડો જાગ્યો, સામો થયો, પણ હાર્યો ને કેદ પકડાયો. શાહબુદ્દીન દિલ્હીના છેલ્લા રજપૂત રાજાને ગિજની લઈ ગયો ને દિલ્હીમાં

પોતાના સૂબાને નીમતો ગયો. તે દિવસથી દિલ્હીમાં મુસલમાની અમલ શરૂ થયો.

ગુજરાતમાં ભોળોભીમ નરમ થયો અને માંહોમાંહે ફૂટ પડી છે, એવા ખબર દિલ્હી પહોંચતાં ત્યાંનો બાદશાહ ગુજરાત પર ચડી આવ્યો

રાણા વીરધવળને થયું કે ગુજરાતમાં ઘણા ભાગોનો હું રાણો કહેવાઉં છું, તો ગુજરાતનું રક્ષણ પણ મારે જ કરવું જોઈએ. પ્રધાન વસ્તુપાળને એક લાખ માણસનું સૈન્ય આપી વીરધવળે બાદશાહ સામે મોકલ્યો. વસ્તુપાળે આબુના રાજાની મદદથી બાદશાહને હરાવી પાછો કાઢ્યો.

વસ્તુપાળ અને તેજપાળ જેવા લડવામાં શૂરા હતા, તેવાજ વેપાર ખેડવામાં સાહસિક હતા. એમણે ખંભાત અને ભરૂચનાં બંદરોનો વેપાર રાજ્યની મદદથી ખૂબ ખીલવ્યો.

રાણા વીરધવળને એક ફિકર હંમેશાં રહ્યા કરતી, કે દિલ્હીનો બાદશાહ ફરી ગુજરાત ઉપર ચડી આવશે તો શું કરીશું ? સંયોગવશાત એ ફિકર ટળી જાય તેવી ઉમદા તક મળી ગઈ.

બાદશાહની મા મક્કા હજ કરવા જતાં હતાં, એ જમાનામાં મક્કામદીના જવા માટે ખંભાત બંદરેથી વહાણમાં ચડવું પડતું. રેલગાડી કે આગબોટની કશી સગવડ નહોતી. બાદશાહની મા વહાણમાં બેસી મક્કા તરફ ચાલ્યાં. રસ્તામાં ચાંચિયાની એક ટોળીએ તેમને લૂંટી લીધાં.

વહાણ પાછું કિનારે આવ્યું. વસ્તુપાળ પાસે ફરિયાદ આવી. એ જાતે બંદર ઉપર ગયો. માનપાનથી બાદશાહની માતાને રાજમહેલમાં લઈ આવ્યો. ચાંચિયાને પકડવા સૈન્ય મોકલ્યું. ચાર દિવસમાં ગુન્હેગારો અને લૂંટનો માલ હાજર થયાં. બાદશાહની મા તાજૂબ બની જોઈ રહ્યાં ! ' યે કયા બાત ? '

પછી વસ્તુપાળે એક ખાસ વહાણમાં ખાસ રક્ષક સૈનિકો સાથે તેમને રવાના કર્યાં. મકકાથી પાછાં ફર્યાં ત્યારે પણ એવી રીતે બરદાસ્ત કરી. ગુજરાતના સીમાડા સુધી વળાવા ગયો.



બાદશાહને આ વાતની ખબર પડતાં જ વસ્તુપાળને દિલ્હી બોલાવ્યો. વસ્તુપાળ દિલ્હી ગયો. બાદશાહે ખૂબ સન્માન કર્યું; પછી કહ્યું:

' જે જોઈએ તે માગી લો પ્રધાનજી ! '

વસ્તુપાળે જવાબ આપ્યો; 'મારે કોઈ વાતની ખોટ નથી. ધનદોલત જમીન અને જાગીર પ્રભુકૃપાથી બધું છે. માત્ર એટલું જ માગું છું કે: 'આપ ગુજરાત પર કદી ચડાઈ કરશો નહિ, જેથી બન્નેને શાંતિ થાય.'

વાહ ! બાદશાહ ખૂશ ખૂશ થઈ ગયો ને કહ્યું: 'જાઓ વજીર સાહેબ ! કોલ આપું છું કે ગુજરાત ઉપર ચડાઈ નહિ કરું.'

## ૧૯

## ત્રણ વરસનો દુકાળ

ગુજરાતમાં કદી ન જોયો હોય તેવો કારમો દુકાળ પડ્યો. નદી તળાવનાં પાણી સુકાયાં, પહાડ–પર્વતનાં ઘાસ સુકાયાં. ઢોર ઘાસપાણી વિના તરફડવા લાગ્યાં. માણસો જુવાર બાજરી વિના દૂબળાં પડવા માંડ્યાં. રઢિયાળી ગુજરાતે એવો દુકાળ કોઈ દિવસ જોયો ન હતો, એટલે ભારે વસમું લાગ્યું. પણ એ વખતે ગુજરાતમાં આવા કારમા દુકાળમાં પ્રજાની પડખે ઊભો રહે તેવો રાજા રાજ્ય કરતો હતો. પશુ, પક્ષી ને માનવીનાં દુઃખની કારમી કથની સાંભળીને એની ઊંઘ ઊડી ગઈ. એણે પ્રધાનોને બોલાવ્યા, શહેર બંદરના શાહુકારોને બોલાવ્યા. એવો પાકો બંદોબસ્ત કર્યો કે ગુજરાતનું પશુધન મરે નહિ, માનવી ભૂખને દુઃખે કરમાય નહિ.

એ રાજા તે વિશળદેવ, રાણા વીરધવળનો પુત્ર, કુમારપાળના વખતમાં વાઘેલ ગામ મળેલું, તેથી એ વાઘેલા કહેવાતા. ગુજરાતમાં વિશળદેવ વાઘેલા વંશનો પહેલો રાજા કહેવાય છે

વિશળદેવે રાજ્યના ખજાના ખુલ્લા મૂકયા. શાહુકારોએ પોતાનું ધન અને અનાજની ખાણો ખુલ્લી મૂકી. નદીના બંધ, તળાવો ધર્મ-

શાળાઓ રસ્તા, એમ કાયમના ઉપયોગી બાંધકામ શરૂ થયાં. ગામોગામ હજારો મજૂરોની રોજી ચાલુ થઈ. ધર્મશાળાઓની અગાશી પર ધ્રાબો ટીપતી બાઈઓએ રાજા વિશળદેવના રાસડા જોડયા.

વિશનગર અને ડભોઈના કિલ્લા એ વખતે બંધાવ્યા હતા.

રાજા પ્રજા એક થઈ વસ્તીને એવો ટેકો આપ્યો, કે ત્રણ ત્રણ વરસનો કાળો દુકાળ પણ વરતાયો નહિ. ચોથે વરસે મેઘરાજાની મહેરબાની થઈને ગુજરાતનો બગીચો ફરી પાછો પૂર બહારમાં ખીલી ઊઠયો ?

---

## ૨૦

## કરણઘેલો

ભર બજારમાં રાજાની સ્વારી અટકી ને ઊભી રહી. હાથીની અંબાડીમાંથી કરણ રાજા ઊંચી અટારી તરફ મીટ માંડીને જોઈ રહ્યો. પિતા સમાન ગણીને ફૂલડે વધાવતી એક સ્રી ઉપર કરણની નજર ચોંટી. એ જગ્યાએથી કરણ પાછો ફર્યો. મહેલમાં પગ મૂકતાં પાસવાનને પૂછ્યું: 'એ ઘર કોનું હતું ? એ સ્ત્રી કોણ હતી ?'

અંગરક્ષક ધ્રુજી ઊઠયો. એણે આસપાસ જોયું. દબાતે સાદે બોલ્યો. 'પ્રધાનજીની સ્રી રૂપસુંદરી '.

કરણ વાઘેલો શૂરો પણ દુરાચારી હતો. એને માધવ અને કેશવ નામના નાગર મંત્રીઓ હતા. રાજકારભાર તેઓ જ ચલાવતા હતા.

રાજાએ મનમાં કપટ રાખીને માધવને ઘોડા ખરીદવા કચ્છમાં મોકલ્યો. પાછળથી રૂપસુંદરીને મહેલમાં તેડી લાવવા માણસો મોકલ્યાં.

માધવની હવેલીએ માણસો આવ્યાં ત્યારે માધવનો નાનો ભાઈ કેશવ ઉઘાડી તલવાર લઈ બારણામાં ઊભો રહ્યો. ભાનભૂલેલા રાજાના માણસોએ કેશવ પર હલ્લો કર્યો. કેશવ લડતાં લડતાં મરાયો. એની સ્રી ગુણસુંદરી સતી થઈ. રૂપસુંદરીને પરાણે રાજમહેલમાં લઈ ગયા. શહેરમાં હાહાકાર વર્તી રહ્યો !






માધવ ઘોડા લઈ પાછો ફરતો હતો ત્યાં રસ્તામાં એને આ માઠા સમાચાર મળ્યા એનું માથું ફરી ગયું. ડાહ્યો નાગર મંત્રી ક્રોધમાં અવળે રસ્તે ચાલ્યો. કરણ રાજા પર વેર વાળવા સીધો દિલ્હી ગયો

દિલ્હીમાં એ વખતે અલ્લાઉદ્દીન ખીલજી બાદશાહ હતો. મેવાડની પદ્મિનીના રૂપમાં અંધ બની એણે ચિતોડને ખેદાનમેદાન કરી દીધું હતું. કાકાને મારી ગાદીએ બેઠો હતો. માધવ અલ્લાઉદ્દીનને જઈ મળ્યો. ગુજરાતના વખાણ કર્યાં. બાદશાહને તો એટલુંજ જોઈતું હતું. અલ્લાઉદ્દીનની સેના પાણીના પૂરની પેઠે

ગુજરાત ઉપર ઊતરી આવી. કરણ રાજા લશ્કર લઈ સામો થયો, બહાદુરીથી લડ્યો પણ હાર્યો, અને દક્ષિણમાં નાસી ગયો. અલ્લાઉદ્દીને ગુજરાત લીધું.

આ રીતે ગુજરાતનો છેલ્લો રજપૂત રાજા પોતાના પાપે રાન રખડ્યો અને કમોતે મર્યો. ઈ. સ. ૧,૩૦૪

## ૨૧

## સુલતાન અહમદશાહ

અલ્લાઉદ્દીન ગુજરાત પર રાજ્ય ચલાવવા માટે પોતાના તરફથી સૂબાને મોકલતો હતો. આ સૂબાઓ પ્રધાનોની સલાહથી રાજ્ય ચલાવતા હતા. એ રીતે લગભગ એકસો વર્ષ વીત્યાં.

છેલ્લો સૂબો ઝાફરખાન બહુ બળવાન હતો. એ વખતે દિલ્હીની બાદશાહી સહેજ ખખડી ગઈ હતી. હિંદના અનેક સૂબાઓ બાદશાહને ગણકારતા ન હતાં. પોતે સ્વતંત્ર જેવા બની ગયા હતા. ઝાફરખાનને થયું : 'હું સ્વતંત્ર રાજા શા માટે ન બનું ?' બસ એણે દિલ્હી સાથેનો સંબંધ તોડી નાખ્યો. પોતાના દીકરા મહમદ શાહને ગુજરાતનો પ્રથમ સુલતાન જાહેર કર્યો.

બન્યું એવું કે પોતે સુલતાન કહેવાય અને રાજકારભાર બુઢ્ઢો બાપ ચલાવે; એ જુવાન મહમદને રુચ્યું નહિ એણે ઝાફરખાનને કેદ કરી રાજ્યની લગામ પોતાના હાથમાં લીધી.

એક વાર મહમદ લશ્કર લઈ બીજા દેશમાં લડવા ગયેલો ત્યાં કોઈએ તેનું ખૂન કર્યું. આ ખબર ગુજરાતમાં આવતાં ઝાફરખાન કેદમાંથી છૂટ્યો અને મુઝફ્ફરશાહ નામ ધારણ કરી ગાદીએ બેઠો.

સુલતાન મહમદને અહમદ નામનો જુવાન દીકરો હતો. મુઝફ્ફરશાહને એ બહુ વહાલો હતો. અહમદ લડાઈનો શોખીન હતો. આશાવરના ભીલને વશ કરવા અહમદને મુઝફ્ફરશાહે મોકલ્યો. રસ્તે જતાં અહમદના કાનમાં કોઈએ ઝેર રેડ્યું, કે તારા દાદા મુઝફ્ફરશાહે



તમારા પિતા મહમદને મરાવી નાખ્યો છે. આ સાંભળી અહમદે એજ લશ્કરથી મુઝફ્ફરશાહના મકાનને ઘેરી લીધું. તેને કેદ કર્યો અને પોતે સુલતાન અહમદશાહ બની ગાદીએ બેઠો. પણ તે આટલેથી અટક્યો નહિ. કાયમને માટે પોતાની ગાદી સલામત રાખવા સારુ અને બાપનું વેર લેવા અહમદ એક દિવસ કેદખાનામાં ગયો અને દાદાની સામે કટોરો મૂકી કહ્યું: 'આ તમારે પી જવાનું છે.'

મુઝફ્ફરે કશી આનાકાની કર્યા વિના પ્યાલો હાથમાં લીધો. અહમદને છેલ્લા શબ્દો સંભળાવ્યા : 'બેટા ! તને કોઈએ ભરમાવ્યો છે, પણ હરકત નહિ. ખુદા તારા પર રહેમ કરે, તને સુખી રાખે. મને આ પ્યાલો ન આપ્યો હોત તો પણ હું હવે થોડા રોજનો મહેમાન હતો તું દારૂ પીશ નહિ.' આમીન મુઝફ્ફરશાહના ઝેરનો પ્યાલો પી ગયો. નિરપરાધી દાદાને ઝેર આપ્યાનો ડંખ અહમદશાહના દિલમાં જીંદગી પર્યંત ખટક્યા કર્યો. કહે છે કે એ ઊંડા દુઃખને લીધે અહમદશાહ મુખ પર કદી હાસ્ય દેખાયું ન હતું.

મુઝફ્ફરશાહના મરણ પછી અહમદશાહ રાજ્ય ચલાવવા લાગ્યો. એનો ઇનસાફ અદલ કહેવાતો. એક વાર નજીકના ગામડાના મુખીએ કોઈ વેપારીનું ખૂન કરી શબ કોઠીમાં ઘાલી સાબરમતીમાં વહેતું મૂકી દીધેલું. અહમદશાહને એ ખબર મળ્યા. એણે જાતે તપાસ કરી ખૂનીનો પત્તો મેળવ્યો; અને મુખીને ફાંસીની સજા કરી.

એક વાર ખુદ અહમદશાહના જમાઈએ નજીવા કારણસર એક માણસનું ખૂન કર્યું; કાજીએ મરનારના વારસોને બોલાવી કહ્યું : 'તમારા ભરણપોષણ માટે ચાલીશ ઉમદા ઊંટ તમને અપાવું છું.' વારસદાર બાદશાહના જમાઈને શું કહી શકે ? અને કાજી પણ એમને આકરી સજા શી રીતે કરી શકે ?

એ વાતને કેટલોક વખત વીતી ગયો; પછી બાદશાહને જાણ થઈ એણે તરતજ જમાઈને બોલાવ્યો, કચેરીમાં રજુ કર્યો. લોકોની મેદની ન્યાય સાંભળવા ઊલટી પડી. બાદશાહે ફેંસલો આપ્યો : 'હું

બાદશાહ છું, મારા હાથમાં ખુદાએ આટલી બધી વસ્તીનું રક્ષણ કરવાની જવાબદારી સોંપી છે. જો મારાં સગાંવહાલાં રયત પર જુલમ કરે, તો વાડ ચીભડાં ગળે તેવું થયું. આથી ખાસ દાખલો બેસાડવા એક ગરીબ માણસનું નજીવા કારણસર ખૂન કરવા બદલ હું મારા જમાઈને ફાંસીની સજા ફરમાવું છું.'

અહમદશાહ ઊઠીને મહેલમાં ચાલ્યો ગયો. પોતાની બેગમ અને પ્યારી બેટીના આંસું લુછી નાખ્યાં. બહાર માનવમેદનીએ અદલ ઇનસાફની જય પોકારી.

એક વાર બાદશાહ શિકારે ગયેલો. ત્યાં એક સસલું નાળામાંથી નીકળીને નાઠું. પાછળ શિકારી કૂતરા દોડયા; પણ થોડીવારમાં સૌની નવાઈ વચ્ચે સસાભાઈ પાછા ફર્યા અને કાન તથા પગ ઊંચા કરી શિકારી કૂતરા સામે થયા! બાદશાહને પણ તાજૂબી થઈ. એણે વિચાર કર્યો, કે જે નદીનું પાણી પીને સસલા કૂતરાની સામે થાય છે. જે ભૂમિમાં આવા બીકણ પશુમાં મર્દાનગી છે, ત્યાં જ મારે રાજધાની વસાવવી. પછી એણે ત્યાં એક શહેર વસાવ્યું. પોતાના નામ ઉપરથી એનું નામ પાડયું અહમદાબાદ તે જ આપણું આજના ગુજરાતનું પાટનગર અમદાવાદ. આજે પણ અમદાવાદમાં કેટલાંક સુંદર કારીગરીવાળાં મકાનો અહમદશાહની યાદ તાજી કરાવે છે.

ઈ. સ. ૧,૪૧૫

## ૨૨
## મહમદ બેગડો

'હવે ચૌદ વરસનો છોકરો શું કરી નાખવાનો છે?' એક બુઢ્ઢા અમીરે તલવાર ખેંચી. કેટલાક અમીરો ને જાગીરદારોને એકઠા કરી એ સુલતાનના મહેલ ઉપર ચડી આવ્યો.

અહમદશાહથી ચોથો સુલતાન મહમદ ગાદીએ આવ્યો, ત્યારે ફકત ચૌદ વરસનો હતો આથી કેટલાક અમીરોએ લોકોને ઉશ્કેરીને બંડ ઉઠાવ્યું ને મહેલને ઘેરી લીધો.



ચૌદ વરસનો સુલતાન મહમદ પાણીદાર હતો અમીરોને મહેલ પર ધસી આવેલા જોઈ એણે બખ્તર ટોપ પહેર્યાં. હાથમાં ખુલ્લી તલવાર લઈ ઝરૂખામાં આવ્યો. પાછલે બારણેથી પોતાના વફાદાર બારબ અંગરક્ષકોને રવાના કરી દીધા.

'ખબરદાર!' આભમાં મેઘગર્જના થાય તેમ મહમદ ગર્જી ઊઠયો. અમીરોએ ઊંચું જોયું, તો નિર્ભયતાથી છાતી કાઢીને ઉઘાડી તલવારે મહમદ ઊભો છે.

'જોઈ શું રહ્યા છો? ફેંકો ભાલા ને કરી નાખો પૂરો.' બુઢ્ઢા અમીરે પાનો ચડાવ્યો, પણ એના શબ્દ પૂરા થાય તે પહેલાં પાછળથી બારબેના જમૈયા ચમકયા. બંડખોરમાં નાસભાગ થઈ રહી. કેટલાકે હથિયાર હેઠે મૂકયાં.

મહમદની પહેલેથી ધાક બેસી ગઈ. ચોર લૂંટારા ને ચાંચિયા ઉપર પણ મહમદે બરાબર દાબ બેસાડયો હતો.

એક વાર કેટલાક વેપારીઓ શિરોહીની હદમાં લુંટાયાના ખબર મહમદને મળ્યા. મહમદે વેપારીઓને બોલાવી માલની કિંમતનાં પૂરાં નાણાં ચૂકવી આપ્યાં, અને પછી શિરોહીના રાજા પાસેથી વસુલ કર્યાં.

માત્ર લડાઈમાં જ નહિ પણ રાજ્યવ્યવસ્થામાં પણ મહમદે ખાસ ધ્યાન આપ્યું હતું. જમીનનો કસ તપાસી મહેસુલ નક્કી કર્યું હતું. મહમદ કાળજીપૂર્વક ખેડ કરનારને વધારે પાક ઊતરે તે પ્રમાણમાં ઇનામો આપતો. તેણે પાકા રસ્તાઓ બંધાવી બંન્ને પડખે ઝાડ રોપાવ્યાં. વાવ, કૂવા, તળાવ, ધર્મશાળાઓ બંધાવ્યાં.

એ વખતમાં કેટલાક ફિરંગી લોકો વેપારને બહાને ગુજરાતમાં
ઘૂસવા માગતા હતા. મહમદની ચકોર નજર એ લોકો ઉપર પડી.
એવા ફિરંગીઓને એણે પકડી પકડીને ગુજરાતની હદ બહાર કાઢયા.

જૂનાગઢના રા'માંડલિક અને પાવાગઢના પતાઈ રાવળને હરાવી
એ બન્ને ગઢ મહમદે જીત્યા હતા, તેથી તે 'બેગડો' કહેવાય છે.
મહમદનો ખોરાક ભરપૂર હતો રોજ સવારે તાંસળી ભરીને ઘી ને

મધ એ ગટગટાવી જતો. ઉપરાંત કેળાની લૂમ ઉડાવી જતો હતો. કહેવાય છે કે એની માએ નાનપણથી એને ઝેરકોચલાનું બંધાણ કરાવેલું, તેથી એને કોઈપણ જાતનું ઝેર ચડતું નહિ.

મહમદે મહેમદાવાદ વસાવ્યું વાત્રક નદીને કિનારે ચાંદા સૂરજના મહેલ એણે બંધાવેલા અને પ્રસિધ્ધ ભમરિયો કૂવો પણ મહમદ બેગડાએ બંધાવેલ કહેવાય છે. ઈ. સ. ૧,૫૧૩

---

૨૩

## સુલતાન મુઝફ્ફરશાહ (બીજો)

એક વાર અમદાવાદના સુલતાન મુઝફ્ફરશાહે માળવાના સુલતાનને હરાવ્યો. માળવાના સુલતાને પોતાની તલવાર મુઝફ્ફરને પગે મૂકી. એટલું જ નહિ પણ પોતાના જનાનાખાનામાંથી સ્ત્રીઓને બોલાવી મુઝફ્ફરશાહના તંબુમાં હાજર કરી.

કુરાનેશરીફની આજ્ઞા મુજબ મુઝફ્ફરશાહ પોતાનું જીવન ગાળતો હતો. એક વાર એના વહાલા ઘોડાને પેટમાં ચૂક આવી, આથી હકીમે ઘોડાને દારૂ પાયો. મુઝફ્ફરશાહને ખબર પડતાં તેણે કહ્યું; 'બસ હવેથી એ ઘોડા પર હું સવારી નહિ કરું. કુરાનમાં દારૂ ન પીવો એમ લખ્યું છે, એનો અર્થ કોઈ પાક મુસલમાનોને દારૂ વાપરવો નહિ એમ થાય છે. બાદશાહ ત્યારબાદ કદી એ ઘોડા ઉપર બેઠો નહિ.

મુઝફ્ફરશાહના વખતમાં ગુજરાતમાં દુકાળ પડ્યો. લોકોનાં દુઃખ આ દયાળુ સુલતાનથી જોયાં જતાં ન હતાં. એણે ગળગળે અવાજે નમાજ વખતે ખુદાને બંદગી ગુજારી કે: 'જો મારા પાપના બદલામાં મારી રૈયતને તું આ દુઃખ આપતો હો તો મને જ તારા દરબારમાં બોલાવી લેજે!'



થોડા વખતમાં જ એ ઓલિયા જેવો સુલતાન ખુદાના દરબારમાં ચાલ્યો ગયો. એ વાતને આજ લગભગ ચારસો વરસ થયાં.

---

૨૪

## ભકત કવિ નરસિંહ મહેતા




પગમાં ચાખડી, ગળામાં તુલસીની માળા, કપાળમાં તિલક, હાથમાં લોટો, ખભે ધોતિયું, માથે કાનટોપી; ભકતરાજ 'રાધેકૃષ્ણ' 'રાધેકૃષ્ણ' કરતા કરતા ચાલ્યા આવતા હતા. હમેશના નિયમ મુજબ ગિરનારની તળેટીમાં દામાકુંડે સ્નાન કરી મહેતાજી ઘેર જતા હતા. મહેતાજીને જોઈ બે પાંચ હરિજનો રસ્તા પર આવ્યા. હાથ જોડી ઊભા રહ્યા.

ભકત નરસિંહ મહેતાએ ઊંચું જોયું ને પૂછ્યું: 'કેમ શું કામ છે?'

'એક અરજ કરવી છે' 

'ખુશીથી બોલો.'

'અમારે આંગણે ભજન કરવા પધારશો?'

'ભલે તમારી ઇચ્છા હશે તો આજે રાતે આવીશ.'

ભકતરાજ તો 'રાધેકૃષ્ણ' 'રાધેકૃષ્ણ' કરતા કરતા પોતાના ઘર તરફ ચાલ્યા ગયા.

હરિજનવાસમાં આનંદઓચ્છવ થઈ રહ્યો! આંગણું ગાયના છાણથી લીંપ્યા; તુલસીનાં કુંડાં મુકાવ્યાં; ધુપદીપ તૈયાર રાખ્યાં. બરાબર વખતસર મહેતાજી આવી પહોંચ્યા. હરિજનોએ માનપૂર્વક આવકાર આપી બેસાડયા. મહેતાજીનો હરખ સમાતો નથી. હરિજનને હરિજન મળ્યા. ભજનનાં સાજ તૈયાર થયાં. એકતારો, ઢોલક, ઝાંઝપખાજના તાલ મેળવ્યા. મહેતાજીએ કરતાલ વગાડીને ભજન શરૂ કર્યાં. પછી તો ધૂન મચાવી. પરોઢિયા સુધી ભજન ચાલ્યાં. નિયમ મુજબ દામાકુંડમાં સ્નાન કરી મહેતાજી ઘેર ચાલ્યા.

જૂનાગઢની નાગરી નાત જોવા મળી. નાગરોએ નરસિંહ મહેતાને નાત બહાર મૂકયા. કેટલાકે મશ્કરી કરી, કોઈએ ગાળો દીધી; તોય ભકતરાજને કશું નથી, એને સૌ સમાન છે. ઊંચ નીચ નથી. વખાણ કરે તોય ઠીક, નિંદે તોય ઠીક.

એ વખતે જૂનાગઢની ગાદીએ રા'માંડલિક હતો. એને કોઈએ કહ્યું કે નરસયો ઢોંગી છે; ભ્રષ્ટાચાર વધારે છે. અવિચારી રાજાએ ભકતને કેદમાં પૂર્યા, પણ ત્યાં નરસિંહ મહેતાનું સરળ અને નિર્દોષ આચરણ જોઈ રા'માંડલિક નમી પડયો. એને ખાત્રી થઈ કે નરસિંહ મહેતા સાચા ભકત છે.

નરસિંહ મહેતાએ ગુજરાતી ભાષામાં સૌથી પહેલી કવિતાઓ રચી, તેથી તેઓ આદિ કવિ ગણાય છે તેમનાં પ્રભાતિયાં વહેલી સવારે ગુજરાતમાં ઘેર ઘેર ગવાય છે.

જ્યાં ભકતરાજ ભજન કરતા તે જગ્યા આજે જૂનાગઢમાં 'મહેતાજીનો ચોરો' એ નામે ઓળખાય છે. ત્યાં હજારો લોકો ભાવપૂર્વક જાત્રાએ જાય છે.

નરસિંહ મહેતા લગભગ ચારસો વર્ષ પહેલાં થઈ ગયા. આજે પણ એ સંતનું સ્મરણ કરતાં મનમાં પવિત્ર ભાવ જાગે છે.

---



## ૨૫

## મીરાંબાઈ



મીરાં મેવાડના ઠાકોર રાવ સાદૂલજીના દીકરા રત્નસિંહની એકની એક દીકરી હતી. મીરાંનો જન્મ ઈ. સ. ૧,૫૦૪માં મેડતા પાસે કુકડી ગામમાં થયો હતો.

નાનપણથી જ મીરાંબાઈનું મન ઈશ્વરભકિત તરફ હતું. આઠેક વર્ષની ઉમરે એક સાધુ પાસેથી ગિરધરલાલજીની મૂર્તિ તેમણે હઠ કરી લીધી હતી. એ મૂર્તિને તેઓ પ્રાણથી અધિક માનતાં હતાં.

તેરમે વરસે મેવાડના મહારાણા સંગના યુવરાજ સાથે તેમનાં લગ્ન થયાં. પરણીને મીરાં સાસરે આવ્યાં.

મેવાડના સૂર્યવંશી રાણાઓ એકલિંગજી મહાદેવને પૂજતા હતા. રિવાજ મુજબ મીરાંબાઈને કુળદેવીને તથા મહાદેવને પગે લગાડવા લઈ ગયા. ત્યાં મીરાંબાઈએ કુળદેવીને કે મહાદેવને માથું નમાવવાની ના પાડી. આથી તેમનાં સાસુ નણંદ વગેરે ખૂબ

ચીડાયાં, પણ મીરાંબાઈએ ગિરધરલાલજી સિવાય બીજા કોઈને માથું નમાવવાની ના પાડી.

મીરાં સાધુસંતોને ભાવપૂર્વક બોલાવતી અને તેમને જમાડતી. તેમની સાથે બેસી પ્રભુભજન કરતી.

મેવાડના રાણાની રાણી આ રીતે સાધુબાવાને ચાહે, તેની સાથે મોડી રાત સુધી ભજન ગાય તે કોઈને ગમ્યું નહિ. કુંવર ભોજરાજનું દિલ પણ મીરાંબાઈનાં ભગતવેડાથી ઊતરી ગયું; અને મીરાંબાઈને જુદા મહેલમાં એકલી રાખી.

મીરાંબાઈએ સઘળાં દુઃખો આનંદથી વેઠી લીધાં. એમને તો એકાંતમાં ઈશ્વર ભજનની વિશેષ તક મળી. મીરાંબાઈનાં નણંદ ઉદાબાઈ તેમને રાણાની આજ્ઞા મુજબ રહેવાનું સમજાવવા આવ્યાં તેને ઊલટો મીરાંએ ભક્તિરસ લગાડયો; આથી તેઓ પણ મીરાંની સાથે જઈ વસ્યાં.

એવામાં બાદશાહ બાબર સાથેના મહારાણા સંગના યુદ્ધમાં કુંવર ભોજરાજ મરાયા, અને મીરાંબાઈ વિધવા થયાં. આખા રાજકુટુંબને ભારે દુઃખ થયું. સૌને દુઃખી જોઈ મીરાં દુઃખી થયાં પણ મનથી ગિરિધર નાગર એવા પ્રભુને વરી ચૂકેલાં હોઈ તેમને ખાસ શોક ન થયો.

રાણાસંગના મરણ પછી મીરાંબાઈનો દિયર વિક્રમાદિત્ય મેવાડની ગાદીએ બેઠો. તેણે મીરાંબાઈને કુલમરજાદ સાચવીને રહેવા ખૂબ સમજાવ્યાં. આખરે મારવાની બીક બતાવી. શાલિગ્રામની ડાબલીમાં સર્પ મોકલ્યો, ઝેરનો પ્યાલો મોકલ્યો, પણ મીરાં એને અમૃત ગણી પી ગયાં મીરાંને ઝેર પણ પચી ગયું; તેથી રાણો તાજૂબ થયો.

રાણાના મીરાંબાઈ ઉપરના જુલમ સાંભળીને મીરાંને પિયરમાં બોલાવી લીધાં; પણ મીરાબાઈનું મન પ્રભુમાં લાગ્યું હતું, તેથી તેમને ત્યાં ગોઠયું નહિ.



તેથી તીર્થયાત્રા કરવા નીકળ્યાં, વૃંદાવન, ગોકુળ, મથુરા ગયાં. ત્યાં સારા સારા સાધુસંતો સાથે થોડો વખત રહી દ્વારિકા રણછોડરાયનાં દર્શને ગયાં.

ત્યાં જ પ્રભુભજન કરતાં કરતાં એમનો દેહ પડયો. એ વખતે એમનું વય આશરે સિત્તેર વર્ષનું હશે એમ મનાય છે.

મીરાંબાઈનાં ભજન ગુજરાતમાં ઘેર ઘેર ગવાય છે. સ્ત્રી કવિ તરીકે મીરાંબાઈ પ્રથમ ગણાય છે. તેમનાં ભજનો સાંભળતાં માણસ સંસારના દુઃખ ઘડીભર વીસરી જાય છે. તેમનાં ભજનો ભણેલાં ને અભણ નવા જૂના વિચારના સૌ કોઈ રસપૂર્વક ને ભાવપૂર્વક ગાય છે ને સાંભળે છે.

ભક્તરાજ નરસિંહ મહેતાની માફક સંત કવિ મીરાંબાઈ ગુજરાતભરમાં ઘેર ઘેર પૂજાય છે. મોટા મોટા રાજાઓ થઈ ગયા, તેની સત્તા તો તેમના જીવતા અમુક લોકો ઉપર ચાલી હશે; પણ નરસિંહ મહેતા અને મીરાંબાઈની સત્તા તો આજ સુધી અખંડ રીતે ગુજરાતીઓનાં હૃદય ઉપર ચાલી રહી છે. સાચા સંતોની એ બલિહારી છે.



## ૨૬

## મહાકવિ પ્રેમાનંદ

મોટી ચળકતી તાંબાની માણ ઉપર દશે આંગળીઓના વેઢથી રણકાર થઇ રહ્યો છે. હજારો સ્ત્રી પુરુષો એકકાન થઈ સાંભળે છે. રાતના વાળુપાણી કરીને આખી શેરીનાં લોકો એકઠાં મળ્યાં છે. પોતાનું રચેલું 'સુદામા ચરિત્ર' આખ્યાન ભટ્ટ પ્રેમાનંદ ગાઈ સંભળાવે છે. સૌ રસમાં તરબોળ બન્યાં છે. પહાડમાંથી ઝરણાં ફૂટી નીકળે તેમ પ્રેમાનંદનાં હૈયામાંથી કવિતા નીસરી રહી છે.


મહાકવિ પ્રેમાનંદ

'સુદામા ચરિત્ર' 'નળાખ્યાન' 'કુંવરબાઈનું મામેરું' એમ એક પછી એક કાવ્યો પ્રગટ થવા લાગ્યાં. આજથી લગભગ ત્રણસો વર્ષ પહેલાં ગુજરાતી ભાષાની કિંમત ન હતી ગુજરાતના વિદ્વાનો સંસ્કૃત અને હિંદી ભાષામાં કાવ્યો રચવામાં ને લેખો લખવામાં ગૌરવ સમજતા હતા. એ જમાનામાં પ્રેમાનંદ અવતર્યા; અને તેમણે પ્રતિજ્ઞા કરી કે ગુજરાતીને હિંદની બીજી ભાષાઓની સમોવડી ન બનાવું ત્યાં સુધી માથે પાઘડી પહેરીશ નહિ.

એ ટેકીલા કવિએ પોતાની પ્રતિજ્ઞા પાર પાડવા ગુજરાતી ભાષાનાં એક પછી એક કાવ્યો રચી પોતાના પહાડી કંઠથી, મીઠી હલકથી અને હૃદયના ખરા ઊમળકાથી ગુજરાતની શેરીએ શેરીએ લલકાર્યાં. ઉઘાડા માથા પર મોટી ચોટલી છૂટી મૂકી, કેડ બાંધી, વીરાસને બેસી, હાથ લાંબો કરી મહાકવિ પ્રેમાનંદ જ્યારે કવિતા લલકારતા ત્યારે કોઈ યોદ્ધો રણમેદાનમાં ઊતર્યો હોય તેવો વીર રસ રેલાવતા.

પ્રેમાનંદ વડોદરામાં જન્મ્યા હતા. તેના વખતમાં ગુજરાતી ભાષાના બીજા બે મોટા કવિ થઈ ગયા, તે 'શામળ' અને 'અખો'. તેમાં અખો ભગત પોતાની ચોટદાર વાણીથી જાણીતા છે.

કવિ પ્રેમાનંદને નંદરબારનો રાજા અને એક બે શેઠિયા અવારનવાર પૈસાની મદદ કરતા હતા, છતા પ્રેમાનંદ એકંદરે ગરીબાઈમાં જીવન



ગાળતા હતા. તેને માથે રઘુનાથ પારેખ નામના વેપારીનું કરજ થયું હતું. એક વાર એ પારેખે આવી પ્રેમાનંદને કહ્યું: 'મારી કવિતા કરો તો થોડું દેવું માફ કરું.'

પ્રેમાનંદે તરત જવાબ વાળ્યો; 'હું પરમાત્મા સિવાય અન્ય કોઈનાં ગુણગાન ગાતો નથી. ઈશ્વર કૃપાથી તમારું બધું દેવું હું ભરપાઈ કરી આપીશ.'

રઘુનાથ શરમાઈ ગયા.

કવિ પ્રેમાનંદ ગુજરાતી ભાષાના મહાકવિ ગણાય છે.

## ૨૭
## સ્વામિનારાયણ



આશરે દોઢસો વર્ષ પહેલાં અયોધ્યા પાસે છપૈયા ગામમાં એક ધર્મિષ્ઠ બ્રાહ્મણને ઘેર પુત્રનો જન્મ થયો. એનું નામ ઘનશ્યામ પાડયું. એના શરીર ઉપરનાં નિશાન જોઈ જોશીએ કહ્યું: કે 'આ બાળક ભવિષ્યમાં મહાપુરુષ થશે.'

ઘનશ્યામ અગિયાર વરસના થયા, તે પહેલાં તેના માબાપ ગુજરી ગયાં હતાં, તેથી તે મોટા ભાઈ સાથે રહેતા હતા. એક વાર મોટાભાઈએ કંઈક ઠપકો આપ્યો હશે, તેની વહેલી સવારે ઘર છોડી ઘનશ્યામ તપસ્વીના વેશે ચાલી નીકળ્યા.

ફરતા ફરતા સાત વર્ષે સૌરાષ્ટ્રમાં આવ્યા; ત્યાં રામાનંદ સંતનો તેમને મેળાપ થયો. એમણે એને સંન્યાસીની દીક્ષા આપી, ત્યારથી તેઓ સહજાનંદસ્વામી અથવા સ્વામિનારાયણ કહેવાયા. તેમનો જે પંથ સ્થપાયો તેને સ્વામિનારાયણ સંપ્રદાય કહેવામાં

આવે છે. આજે તેમનાં હજારો અનુયાયીઓ છે. ખાસ કરીને કાઠી, કોળી, કણબી, મોચી. ખોજા, અંત્યજ વગેરે અસંસ્કારી ગણાતી કોમોની સુધારણાથી તેમની મહત્તા વધારે સમજાય છે. આજે પણ તેમના અનુયાયીઓ જે ગામમાં હશે ત્યાં વહેલાં ઊઠવું, સ્નાન, ધ્યાન, સદાચાર વગેરે ધાર્મિકતાના અંશો જોવા મળે છે. કેટલાક અતિશય ક્રૂર ગણાતા કાઠીઓ તથા લૂંટારાઓને સહજાનંદસ્વામીએ સદાચારી બનાવ્યા હતા. વડતાલ, ગઢડા અમદાવાદ વગેરે સ્થળે સ્વામિનારાયણના ભવ્ય મંદિરો છે.

તેમના ભવનની પ્રભુતા બતાવનારા અનેક પ્રસંગો ગુજરાતમાં જાણીતા છે.

એક વાર સહજાનંદ સ્વામી તપસ્વી તરીકે જ્યારે તીર્થાટન કરતા હતા; તેવામાં રસ્તે માંદો સાધુ નજરે પડયો. એની પાસે હજાર રૂપિયા હતા; પણ એની સારવાર કરનારું કોઈ ન હતું, ભારે દુ:ખી હતો, તેથી દયા લાવી સ્વામિનારાયણે યાત્રા મુલતવી રાખી તેની ખૂબ ભાવથી સેવા કરી; અને ખૂબ તંદુરસ્ત થયો ત્યાં સુધી તેનું કામકાજ કર્યું; પણ તે સાધુએ સ્વામિનારાયણને જમવા પૈસાભાર અન્ન ન આપ્યું. તેઓ ભિક્ષા માગીને જમતા, ભિક્ષા ન મળે તો ઉપવાસ કરીને પણ તે સાધુની સેવા કરતા ! અને જરા પણ કચવાતા નહિ. આટલી પ્રેમપૂર્વક સારવાર કરી છતાં તેનો ગુણ ભૂલીને પેલા સાધુએ તો માર્ગમાં સ્વામિનારાયણ પાસે પોતાનો ભારે બોજો પણ ઉપડાવવા માંડયો ! ત્યારે સ્વામિનારાયણે તેને કૃતઘ્ની સ્વભાવનો માણસ જાણીને તેનો સંઘ છોડી દીધો હતો.

એક વાર એક કાઠી હરિભક્તે પોતાનો ઉમદા પાણીદાર ઘોડો સહજાનંદ સ્વામિને ભેટ આપ્યો. એના ઉપર બેસીને સ્વામિનારાયણ પ્રવાસ કરતા હતા. તેવામાં એક ગામને પાદરથી નીકળતાં એક જણે કહ્યું: 'મહારાજ! આપનો ઘોડો બહુ જ સરસ છે' તેજ ઘડીએ સ્વામિનારાયણ નીચે ઊતર્યા અને ઘોડાને દોરીને ભેટ આપતાં બોલ્યા 'આજથી આના પર તમે બેસજો; સારી ચીજ આપણે ન જોઈએ.'



સ્વામિનારાયણના એક ધર્મ પુસ્તકનું નામ 'શિક્ષાપત્રી' કહેવાય છે. તેમાં સાદી ભાષામાં સદાચારી જીવન ગાળવાનો ઉપદેશ કરેલો છે. સહજાનંદ સ્વામીના શિષ્યોમાં મુકતાનંદ, નિષ્કુલાનંદ, બ્રહ્માનંદ, પ્રેમાનંદ, દેવાનંદ વગેરે ભકતકવિઓ થઈ ગયા; જેમનાં પદ ગુજરાતમાં જાણીતાં છે. કવીશ્વર દલપતરામને કાવ્યકળા શિખવનાર કવિ દેવાનંદસ્વામી હતા.

---

## ૨૮
## દયાનંદ સરસ્વતી

ઉઘાડું માથું ઝગારા કરે છે. ઊંચા પડછંદ દેહ ઉપર ભગવું વસ્ત્ર પહેર્યું છે. પગ ઉપર પગ ચઢાવી સ્વામીજી ઊંચી બેઠક પર બેઠા છે. સામે હજારો શ્રોતાજનો સ્વામીજીની વાણી સાંભળવા ગોકઠાં મળ્યાં છે. મૂર્તિપૂજાને નામે ચાલતા પાખંડ, ખોટા રીતરિવાજ અને ઢોંગ ઉપર આકરી ભાષામાં સ્વામીજી ભાષણ કરે છે.



એવામાં એક રજપૂત સામેથી આવ્યો. એ બરેલીનો ઠાકોર હતો એનું નામ કર્ણસિંહ હતું. માથાનો ફરેલ હતો. રોજ મંદિરે દર્શન કરવા જતો હતો. દૂરથી આવતાં મોટેથી સ્વામીજીને પૂછ્યું; 'મૈં કહાં બૈઠું ?'

'આઓ ઇધર મેરી પાસ બૈઠો.' સ્વામીજીએ હાથના ઈશારે પાસે બોલાવ્યો. ઠાકોર જઈને સ્વામીજીની પાસે બેઠો. ભાષણ આગળ ચાલ્યું.

મૂર્તિપૂજાનો વિરોધ કર્ણસિંહથી સહન ન થયો. તલવાર ખેંચીને ઊભો થઈ ગયો. સભાજનો ગભરાટમાં પડયાં! સૌને લાગ્યું કે હમણાં સ્વામીજીનું માથું ઉપાડી લેશે પણ આ શું? સ્વામીજીએ બેઠાં બેઠાં જ તલવાર ઝૂંટવી લીધી ને જમીન પર વાળીને બે કકડા કરી ફેંકી દીધી. સભાજનો જોઈ રહ્યાં!

એવી જ રીતે એકવાર બીજી એક સભામાં એક ભૈયાજી ડાંગ લઈને ઊઠયા. લાલ આંખ કરીને કહ્યું: 'ધુતારો છે ધુતારો, હમણાં એને જમપુરીમાં પહોંચાડું છું,' આટલું કહી ડાંગ તોળીને પૂછયું: 'બોલો, કયાં મારું આ ડાંગ?'

સ્વામીજી હસતા હસતા બોલ્યા: 'માથા ઉપર જ લગાવો, કારણ કે ખરું ગુન્હેગાર માથું છે ત્યાંથી જ આ વિચારો નીકળે છે.'

જવાબ સાંભળી ભૈયાજી ઠંડા થઈ ગયા. આગ્રા, ગ્વાલીઅર, અજમેર, કાશી અને પંજાબનાં કેટલાંયે શહેરોમાં આર્ય ધર્મનો ઝંડો ફરકાવનાર આ સ્વામી દયાનંદ કોણ હતા? ચાલો જોઈએ:–

સૌરાષ્ટ્રમાં મોરબી પાસે ટંકારા કરીને એક ગામ છે. ત્યાંના કરશનજી બ્રાહ્મણના એ પુત્ર હતા, એમનું મૂળ નામ હતું મૂળશંકર.

એકવાર શિવરાત્રીની મધરાતે શંકરના માથા ઉપર ઊંદરડા ફરતા જોઈ મૂર્તિ ઉપરથી મૂળશંકરની શ્રદ્ધા ઊઠી ગઈ. એમના કાકા ને બહેનના અવસાનથી સંસાર ઉપરથી પણ દિલ ઊઠી ગયું. રાતોરાત ઘેરથી નાસી છટયા.

હિંદુસ્થાનમાં ખૂબ ફર્યા, ગુરુ વિરજાનંદ પાસે વિદ્યા ભણ્યા અને સંન્યાસી બન્યા. જાનના જોખમે ઠેર ઠેર ફરીને, વેદધર્મનો પ્રચાર કર્યો.

દયાનંદ સરસ્વતીને એકવાર જોધપુર નરેશે પોતાને ત્યાં બોલાવ્યા. સ્વામીજી જોધપુર ગયા. જોધપુરના મહારાજા કચેરીમાં બેઠા હતા અને



નાચરંગ ચાલતા હતા. સ્વામીજીએ મહારાજને ભરકચેરીમાં ઠપકો આપ્યો, મહારાજા શરમાયા અને નાચગાન બંધ કરાવ્યાં.

આથી વેશ્યાએ મહારાજાના રસોયાને ફોડયો. એની મારફત સ્વામીજીને ઝેર અપાવ્યું.

આ રીતે સ્વામીજીને અગાઉ એક બે વાર ઝેર આપવામાં આવેલું પણ એ ઊલટી કરીને જ કાઢી નાખ્યું હતું; પરંતુ આ ઝેર હળાહળ હતું. સ્વામીજીની નાડીઓ તૂટવા લાગી. તેમને ખબર મળ્યા કે રસોયાનું આ કામ છે; એટલે તેને ચેતવી બહાર મોકલી દીધો. મરતાં મરતાં મારનાર પર સ્વામીજી ક્ષમા અને ઉપકાર કરતા ગયા.

સ્વામી દયાનંદ સરસ્વતીના પંથનું નામ આર્યસમાજ કહેવાય છે. આર્યસમાજ સ્થપાયા પછી તેની મારફત હિંદુસ્થાનમાં રાષ્ટ્રીય શિક્ષણ, અસ્પૃશ્યતાનિવારણ, અછૂતોદ્ધાર, વિધવાવિવાહ વગેરે સમાજ સુધારાનાં અનેક કાર્યો ચાલે છે. આજે તેની અનેક સંસ્થાઓ ચાલી રહી છે. સ્વામીજીના મુખ્ય અનુયાયીઓમાં શ્રદ્ધાનંદ, લાલા લજપતરાય, લાલા હંસરાજ વગેરે મહાપુરુષો થઈ ગયા છે. ગુજરાતમાં પણ આર્યસમાજની અનેક શાખાઓ છે.

---

## ૨૯
## કાનો માલમ

કચ્છનો કાનો માલમ માંડવી બંદરેથી પોતાનું નાનકડું વહાણ લઈને દરિયો ખેડવા નીકળ્યો. ધરતીની વાટ અજાણી હોય તો આપણને આગળ ચાલતાં ભૂલા પડવાનો ભય લાગે છે. પણ કાનો માલમ તો દરિયામાં ઊછર્યો હતો. પાણીનો પુત્ર જળદેવીથી ડરતો નહતો. પોતાનાં બૈરાં છોકરાંને છેલ્લા રામરામ કરી એ ચાલી નીકળ્યો.

એના ગયા પછી કશા સમાચાર આવ્યા નહિ. કુટુંબીઓએ જાણ્યું એ મરી ગયો હશે.



કાનો રખડતો રખડતો કેટલેક મહિને આફ્રિકાના મોંબાસા બંદરે પહોંચ્યો. ત્યાંથી દક્ષિણની સફર કરી અને આખો કિનારો જોઈ વળ્યો.

એ વખતે યૂરોપથી વાસ્કો ડી ગામા નામનો વહાણવટી સોદાગર હિંદનો કિનારો શોધવા નીકળ્યો હતો. આફ્રિકાને ચક્કર લગાવી કેપ ઓવ ગુડ હોપને રસ્તે થઈ મોંબાસા સુધી તો આવ્યો, પણ ત્યાંથી એને આગળ માર્ગ બતાવનાર કોઈ ન હતું. એક રસ્તો જાણી લીધા પછી સહેલો અને ટૂંકો લાગે છે, પણ ન જાણ્યો હોય તો લાંબો અને અટપટો લાગે છે હિંદુસ્તાન હજાર માઈલ દૂર હશે કે દસ હજાર ? એક બે દિવસે ત્યાં પહોંચશે કે બે પાંચ મહિને ? કોઈ ને કશી ગમ ન હતી.

કાના માલમને વાસ્કો ડી ગામાની મુલાકાત થઈ પોતે હિંદનો રસ્તો બતાવવાનું માથે લીધું. પરદેશી મુસાફર આપણા સાદા સીધા છતાં મક્કમ નિશ્ચયવાળા માલમ સામે ઘડીભર જોઈ રહ્યો. પછી એને વિશ્વાસ બેઠો. વિશ્વાસ કાના માલમે પાર પાડ્યો. મોંબાસાથી વહાણને દોરતો કાનો માલમ સીધો દક્ષિણ હિંદના કાલીકટ બંદરે જઈ પહોંચ્યો. ત્યાંના તે વખતના રાજા ઝામોરીને વાસ્કો ડી ગામાનું સ્વાગત કર્યું.

કચ્છના એક અનામી ખારવાની સહાયથી આફ્રિકા અને હિંદનો જળમાર્ગ સરળ બન્યો. જે માર્ગે આજે હજારો વહાણો અને સ્ટીમરો સફળ કરી રહ્યાં છે, ઇતિહાસમાં કાના માલમનું નામ દેખાતું નથી, પણ કાના માલમને જોનાર જંગબારના ભાટિયા ગૃહસ્થોએ આ વાત પેઢી દર પેઢી સાચવી રાખી છે.



## ૩૦

## શાહ સોદાગર લધાભા

કચ્છ–મુંદરામાં દામજી ઠક્કરની નાની પરચુરણ માલની હાટડી હતી. તેમાં કુટુંબનું ગુજરાન થતું ન હતું. મુંદરાના શેઠ જેરામ શિવજીની જંગબારમાં મોટી પેઢી હતી. શેઠનું એક વહાણ કચ્છથી જંગબાર જતું હતું. તેમાં દામજી ઠક્કરે પોતાના ચૌદ વરસના લધાને શેઠ પાસે મોકલી આપ્યો. લધો ગામડી નિશાળે થોડાં આંક–લેખાં ને ચાર અક્ષર માંડતાં શીખેલો હતો. એ વખતમાં સ્ટીમરો નહોતી. વહાણો દરિયાઈ તોફાનમાં સપડાઈ જતાં તો બબ્બે ચાર ચાર મહિને જંગબાર પહોંચતાં. વહાણમાં અથડાતો કુટાતો લધો જંગબાર પહોંચ્યો.

ત્યાં શેઠે એને પરચુરણ કામમાં રાખ્યો. રસોઈયાથી માંડીને મુનીમ સુધીના સૌ એને કામ ચીંધે. સવારના સાતથી રાતના અગિયાર સુધી લધો ઊભે પગે રહેતો. પેઢીના ખજાનચી જાડા ખેતાની લધા ઉપર ખાસ મહેરબાની હતી. લધો એમનું કામ પણ ખૂબ કરતો. એમની સિલક ગણી દેતો. થોડું નામું માંડતાં શીખવાડેલ તે તેમાંય મદદ કરતો, રાતે પગ ચંપી પણ કરતો, પરિણામે લધો હિસાબમાં ખૂબ હોશિયાર થયો. બીજાં કામકાજમાં પણ પાવરધો થયો શેઠની નજર લધા પર ઠરી.

ખજાનચી બે વરસ બાદ દેશ ગયો, ત્યારે શેઠે લધાને તિજોરીનું કામ સોંપ્યું. પછી લેવડ દેવડ, ઓફિસકામ, એમ કરતાં લધાને મુનિમ બનાવ્યો.

જેરામ શેઠનું કામ આરબો સાથે હતું. લવીંગ, મોસંબી અને નાળિયેરનો મોટો પાક જંગબારમાં થતો. તે આરબો પાસેથી ખરીદી જેરામ શેઠ પરદેશ ચડાવતા. યુરોપ અમેરિકાની પેઢીઓ સાથે એ વેપાર ચાલતો. મુનિમ લધાભા ભાંગ્યું તૂટ્યું અંગ્રેજી પણ જાણવા લાગ્યો. યુરોપિયન વેપારીઓ લધાભાની મીઠાશથી, પ્રમાણિકતાથી રાજી રહેતા હતા.

જંગબારના સુલતાન સૈયદ બીન સયદનું ખાતું જેરામ શેઠને ત્યાં હતું. જ્યારે જોઈએ ત્યારે પેઢી ઉપર ચીઠ્ઠી મોકલી સુલતાન નાણાં મંગાવી લેતા.

એકવાર સુલતાને જેરામ શેઠને બોલાવ્યા. શેઠ બિમાર હતા તેથી લધાભા ગયા. લધાભાએ સુલતાનને ત્રણ લાખ રૂપિયા ધીરવાનું વચન આપી, આખા જંગલની જકાત પોતાની પેઢી માટે ઇજારે રાખી લીધી આ મોટું સાહસ હતું. અરબો સાથે એમાં વારંવાર કજિયા થતા, સુલતાન પણ એનાથી કંટાળી ગયો હતો, પણ લધાભાએ સુલતાનના જ સિપાઈની મદદથી જકાત સાચવી અને મોટો નફો કર્યો.

જેરામ શેઠની તબિયત બગડવાથી પેઢીનો બધો કારભાર લધાભાને સોંપી પોતે દેશ ગયાં.

લધાભાએ દેશમાંથી જુવાનોને બોલાવી જંગબારનો વસવાટ વધાર્યો. જંગબારમાં પાંચસો ગુજરાતી હતા, તે વધારીને ૨૦ હજાર કરી દીધા. દરેકને લધાભા ધંધે ચડાવી દેતા. કોઈને નોકરી, કોઈને ડેરી, કોઈને નાણાં ધીરી દુકાન મંડાવી આપતા. લધાભા જમવા બેસતા ત્યારે એમ કહેવાય છે કે પાંચસો પતરાવળી સાથે પડતી. લધાભા આખા સંસ્થાનના હિંદુ મુસ્લીમ સૌનો આશ્રયદાતા અને વડિલ બન્યા હતા.

એકવાર જંગબારના સુલતાનના બે ભાઈઓએ બંડ ઉઠાવ્યું. સુલતાન દારેસલામ હતા. દશ હજારનું લશ્કર લઈ બળવાખોર ચડી આવ્યો. મધરાતે લધાભાની પેઢીએ જઈ પાંચ લાખ રૂપિયાની માગણી કરી. લધાભા સુલતાનના વફાદાર હતા, તેને સગાભાઈ સમાન ગણતા; તેના દુશ્મનને નાણાં કેમ અપાય? પણ ના પાડે તો આરબ-બચ્ચા જાન લે. લધાભા ગભરાઈ ઊઠયા. બન્ને રાજકુમારોને સમજાવી પટાવી નાણાની જોગવાઈ કરવાને બહાને વિદાય કર્યા.



પોતે રાતોરાત બેગમ પાસે ગયા. બેગમને વાત કરી. તેના ૫૦૦ આરબ, બીજા એક વફાદાર કાસમ જમાદારના ૩૦૦ હબસી, ૫૦૦ ખલાસી અને અંગ્રેજ કોન્સલનું થોડુંક સૈન્ય એમ એકઠું કરી સવારમાં લડાઈ શરૂ કરી જંગબાર બચાવ્યું.

જંગબારના કિનારાનું રક્ષણ કરવા સુલતાનને મોટી રકમ ધીરી પ્રથમ યુદ્ધનૌકાઓ બાંધનાર લધાભા હતા.

ફ્રેંચ એલચી સાથે એક વાર ઝગડો થયો. સુલતાન વતી લધાભાએ એ ઝગડો પતાવ્યો.

દુનિયા આખીમાં ગુલામો રાખવાની પ્રથા નાબુદ કરવાની ચળવળ શરૂ થઈ. ત્યારે જંગબારમાં એ પ્રથા ચાલુ હતી. જેરામ શિવજીની પેઢી વતી લધાભા ગુલામોનો પણ વેપાર કરતા હતા. સાત હજાર ગુલામો પોતાને હસ્તક હતા. એને ખરીદવા પાછળ વીસ લાખ રૂપિયા તેમણે ખરચેલા. પણ માણસ જાતને ગુલામ ન રાખવી જોઈએ એ વાત લધાભાને ગળે ઊતરી; અને તેમણે પોતાના સાત હજાર તથા બીજા ગુજરાતી વેપારીઓના પાંચ હજાર એમ બાર હજાર ગુલામોને મુક્ત કર્યા !

આમ એક ગરીબ કચ્છી વેપારીનો છોકરો ચાના પ્યાલા વીંછળીને અને ખજાનચીની પગચંપી કરીને મોટો થયેલો; તે આપબળે જાત હોશિયારીથી જંગબારનો શાહ સોદાગાર બન્યો સુલતાનનો સુલતાન થયો. ગુજરાતીઓથી જંગબારને સમૃદ્ધ બનાવ્યું. જ્યારે લધાભા મૃત્યુ પામ્યા ત્યારે ફ્રેંચ, અંગ્રેજ, અમેરિકન એલચીઓનાં મકાનના વાવટા શોક દર્શાવતા અર્ધી કાઠીએ ઉતારવામાં આવ્યા. જંગબારમાં મોટી હડતાળ પડી અને સુલતાને પણ શોક પાળ્યો.

લધાભા જેવા સાહસિક વેપારીઓથી ગુજરાતનું નામ ઉજ્જવળ બન્યું છે.

## ૩૧

## કવિ નર્મદ

આશરે સો સવાસો વર્ષ પહેલાં સુરતમાં કવિ નર્મદનો જન્મ થયો હતો. એ વખતે અંગ્રેજનું આવતું રાજ્ય હતું. પરદેશી ભણતર અને પરદેશી ભાષા ઉપર જુવાનિયા મોહી પડયા હતા. એ સમયે નર્મદ કવિએ કવિતામાં નર્મદયુગ શરૂ કર્યો. પચીસ વર્ષની યુવાન વયે નર્મદાશંકરે કવિતા કરવાની શરૂઆત કરી.



થોડા સમય બાદ પોતાની નોકરીનું રાજીનામું આપ્યું અને ગુજરાતી ભાષાની સેવામાં જીવન ગાળવાનો નિશ્ચય કર્યો. કવિ નર્મદની કવિતાઓ કેવી જોશીલી હતી તેનો નમુનોઃ "સહુ ચલો જીતવા જંગ બ્યૂગલો વાગે, યાહોમ કરીને પડો ફત્તેહ છે આગે" માણસને જુસ્સો ચડે અને સુધારાના પંથે હિંમતથી આગળ વધે તેવી કવિતાઓ નર્મદ કવિએ રચી હતી.

"જય જય ગરવી ગુજરાત"

આ કવિતામાં ગુજરાતનું ગૌરવ ગાનાર નર્મદ પ્રથમ હતા. કવિતા ઉપરાંત તેમણે ગુજરાતી ભાષાનો શબ્દકોશ તૈયાર કર્યો હતો. તેમના લેખો અને કવિતાના સંગ્રહને નર્મગદ્ય ને નર્મ કવિતા કહે છે. કવિ સભાઓમાં ભાષણ આપતા ત્યારે પણ એવાં જ જુસ્સાદાર આપતા. નર્મદાશંકર કવિ મોટે ભાગે મુંબઈમાં રહેતા. કોઈ વાર મહિનોમાસ બહારગામ જઈ કવિ પાછા મુંબઈ આવતા, ત્યારે હજારોની મેદની તેમને મળતી. તેમનું માનપાન લોકો સારી રીતે જાળવતા હતા.



કવિ નર્મદાશંકરે ગુજરાતી ભાષાની સેવા માટે નોકરી છોડી દીધી હતી. તેથી તેમના ઘરમાં લગભગ ગરીબાઈનું સામ્રાજ્ય પ્રસરેલું રહેતું. પાછલી જિંદગીમાં તો કવિ કોઈ કોઈ વાર ફક્ત ચણા ને પૌંઆ ફાકીને રહેતા.

આ સ્વમાની કવિ ત્રેપન વર્ષ જીવ્યા.

---

## ૩૨

## હિંદના દાદા

આજથી બારસો વરસ પહેલાં સંજાણ બંદરે એક પરદેશી વહાણ આવીને લાંગર્યું. એમાં બેઠેલા મુસાફરોએ સફેદ લેંઘા, મોટાં અંગરખાં અને માથે કાળી ચળકતી ટોપી જેવી પાઘડીઓ બાંધી હતી. એ લોકો ઇરાનથી આવતા હતા. ઇરાનના શાહ સાથે ધર્મની બાબતમાં મતભેદ પડતાં એ પારસી ધર્મવીરો હિજરત કરી ચાલ્યા આવ્યા હતા

સંજાણ બંદરે વહાણ ઊભું રાખી પોતાને આશરો આપવા ત્યાંના રાજાને વિનંતિ કરી. જવાબમાં રાજાએ એક દૂધનો છલકતો પ્યાલો મોકલ્યો. પારસીઓના મોટા દસ્તુરે દૂધનો પ્યાલો જોઈ વિચાર કર્યો, કે આ રાજા એમ કહેવડાવે છે, કે 'મારા રાજ્યમાં વસ્તી ભરપૂર છે; તમને શી રીતે સમાવું?' દસ્તુરે દૂધના છલકતા પ્યાલામાં સાકર નાખી રાજાને પાછો મોકલ્યો. રાજા સમજી ગયો; આ પરદેશી લોકો દૂધમાં સાકરની માફક મારી પ્રજામાં ભળી જશે.' પારસીઓને એણે આશરો આપ્યો; અને ઉમદા, ધર્મિષ્ઠ, સાહસિક ને મિલનસાર પારસીઓ દૂધમાં સાકરની માફક ભળી ગયા.

પારસીઓમાંથી કેટલાય નરરત્નો પાકયા છે, તેમાં દાદાભાઈ નવરોજી મુખ્ય છે.

દાદાભાઈનો જન્મ ( ઈ. સ. ૧૮૨૫ ) નવસારીમાં થયો હતો. તેમના પિતા નાનપણમાં ગુજરી જવાથી દાદાભાઈને ખૂબ ભણાવ્યા. એ જમાનામાં કૉલેજના પ્રોફેસરો યુરોપિયનોને જ બનાવતા હતા દાદાભાઈની હોશિયારી જોઈ તેમને પ્રોફેસરની જગ્યા મળી. પ્રોફેસર થનાર સૌથી પ્રથમ હિંદી દાદાભાઈ હતા

થોડા વખત પછી દાદાભાઈ પોતાના વેપારધંધાને કામે વિલાયત ગયા. ત્યાં ફાવી જવાથી ઘર કરીને રહ્યા. દાદાભાઈ ખૂબ સેવાભાવી હતા. પાડોશીઓ સાથે પ્રેમથી રહેતા અને એમનું કંઈ ને કંઈ કામ કરી આપતા. વિલાયતના જે પરગણામાં દાદાભાઈ રહેતા હતા, ત્યાંના લોકોએ પોતાના પ્રતિનિધિ તરીકે તેમને ધારાસભામાં ચૂંટી મોકલ્યા. વિલાયતમાં ધારાસભા (પાર્લામેંટ)માં સભ્ય થનાર પહેલા હિંદી દાદાભાઈ હતા.

હિંદુસ્થાનમાં હિંદીઓનું જ રાજ્ય હોવું જોઈએ! એ વાત દાદાભાઈએ સૌથી પ્રથમ કહી. તેને માટે વિલાયતમાં તેમજ હિંદમાં સ્વરાજની ચળવળ શરૂ કરી. હિંદમાં મહાસભા સ્થપાઈ. (ઈ. સ. ૧૮૮૫) દાદાભાઈને ત્રણ વખત મહાસભાના પ્રમુખ થવાનું માન મળ્યું હતું. કલકત્તાની મહાસભા વખતે પ્રમુખપદ લેવા તેઓ છેક વિલાયતથી આવ્યા હતા. તે વખતે મુંબઈમાં તેમને અપૂર્વ માન મળ્યું હતું.

બાણું વરસની લાંબી જિંદગી દેશની સેવામાં તેમણે ગાળી હતી તેથી તેઓ હિંદના દાદા કહેવાયા.

---

## ૩૩
## સયાજીરાવ ગાયકવાડ

દક્ષિણના ડુંગરાળ ખેતરોમાં એક છોકરો પંખી ઉડાડતો હતો. બે ચાર ભાઈબંધો એકઠા કરીને ચટણી માટે કોઠાં પાડતો હતો.






એ વખતે ગામમાંથી બે ત્રણ માણસો ઉતાવળાં આવ્યાં; અને તેણે કહ્યું: 'ગોપાલ! તને જલદી ઘેર બોલાવે છે.'

'શું કામ બોલાવે છે?'

'તારે ગુજરાતમાં વડોદરા ગામે જવાનું છે, તને તેડવા આવ્યા છે.'

ગોપાલ ઘેર આવ્યો. તેના બીજા બે ભાઈઓ સાથે તેને વડોદરા લઈ ગયા.

વડોદરાના રાજ્યમહેલમાં ખંડેરાવ મહારાજનાં વિધવા જમનાબાઈ આગળ એક પછી એક ત્રણે ભાઈઓને લઈ જવામાં આવ્યા. મોટા ભાઈને જમનાબાઈએ પૂછ્યું: 'તમને અહીં શા સારુ બોલાવ્યા છે; ખબર છે?'

'અમારાં સગાં-સંબંધીઓને મળવા માટે.' જમનાબાઈએ વચલા ભાઈ ગોપાલને બોલાવ્યો. તેની આંખ ચમકતી હતી. ચહેરા ઉપર નૂર હતું. જમનાબાઈએ તેને પૂછ્યું:

'તું શા માટે અહીં આવ્યો છે, જાણે છે?'

'હા' ગોપાલે દૃઢતાથી જવાબ વાળ્યો: 'વડોદરાનો રાજા થવા માટે.'

જમનાબાઈની આંખ ઠરી, છતાં નાના ભાઈને બોલાવ્યો.

પણ એ બિચારો રાજમહેલનો ભભકો જોઈને રડવા જેવો જ થઈ ગયો! જમનાબાઈએ ગોપાલરાવને દત્તક લીધો. તે જ ત્રીજા સયાજીરાવ ગાયકવાડ.

ભણીગણીને સયાજીરાવ ગાદીએ આવ્યા, ત્યારે આદર્શ રાજા થવાના તેમના મનોરથ હતા. કેળવણી, ગ્રામસુધારણા, ખેતીવાડી,

પુસ્તકાલય, અસ્પૃશ્યતા નિવારણ, વગેરે બાબતોમાં તેમણે વડોદરા રાજ્યને આગળ લાવી મૂક્યું. હિંદમાં અનેક જાણીતા પુરુષો સયાજીરાવના અમલ દરમિયાન વડોદરામાં રહી પ્રજાકલ્યાણનાં કાર્યો કરી ગયા છે. તેમાં સર ટી માધવરાવ, દાદાભાઈ નવરોજી, અરવિંદ ઘોષ, રમેશચંદ્ર દત્ત, અબ્બાસ તૈયબજી મુખ્ય છે.

હિંદનાં દેશી રાજ્યોમાં વડોદરા આગળ પડતું રાજ્ય ગણાતું હતું. સયાજીરાવ ગાયકવાડ સ્વર્ગવાસી થતાં તેમના પૌત્ર પ્રતાપસિંહરાવ વડોદરાની ગાદીએ આવ્યા.

---

## ૩૪
## અબ્બાસ તૈયબજી

સૌરાષ્ટ્રમાં અમરેલી પ્રાંતમાં ગામડાંઓમાં ધૂળવાળા રસ્તા ખૂંદીને એક વૃદ્ધ ડોસો ગામડે ગામડે ફરે છે. એની રૂપેરી પતરા જેવી સફેદ દાઢી ઝગારા મારે છે. રાત દિવસ કે ટાઢ તડકો જોયા વિના એંશી વર્ષના અબ્બાસ સાહેબ વડોદરા પ્રજામંડળના પ્રમુખ તરીકે લોકોના સુખ દુઃખ જાણવા પ્રવાસે નીકળ્યા છે. લોક એમની દાઢી જેવી જ સફેદ ટોપી જોઈને એકઠા થાય છે અને પોતાની કહાણી સંભળાવે છે. અબ્બાસ સાહેબ તેમને આશ્વાસન આપે છે અને સંપ, નિર્ભયતા અને સમજણ વધારવાનો સંદેશો આપતા જાય છે.

અબ્બાસ સાહેબ વડોદરા રાજ્યના વડા ન્યાયાધીશ હતા. મહિને દોઢ હજાર જેટલો પગાર મળતો. ગાંધીજીએ જલિયાંવાલા બાગની કતલ પછી અંગ્રેજ સરકાર સાથે અસહકાર કર્યો, તે વખતે અબ્બાસ સાહેબે નોકરીમાંથી રાજીનામું આપ્યું, દેશને માટે ભેખ લીધો. જલિયાંવાલા બાગની તપાસમાં ગાંધીજી સાથે તેઓ પણ એક સભ્ય હતા. બોરસદ બારડોલીના ખેડૂત સત્યાગ્રહ વખતે જુવાનને છાજે તેવા ઉત્સાહથી અબ્બાસ સાહેબ કામ કરતા હતા.

૧૯૩૦માં ગાંધીજીએ મીઠાનો કાયદો તોડી સત્યાગ્રહની મોટી લડાઈ ઉપાડી હતી, તેમાં અબ્બાસ સાહેબ બાપુ સાથે હતા. ધારાસણાના



મીઠાના અગર ઉપર હલ્લો લઈ જનાર ટુકડીના અબ્બાસ સાહેબ સેનાપતિ હતા. સાબરમતી જેલમંદિરમાં તેઓ મહેમાન થઈ આવેલા હતા. અબ્બાસ સાહેબ ગાંધીજી કરતાં પંદર વરસે મોટા હતા બન્ને ડોસા ગુજરાતમાં જ્યારે જ્યારે નીકળતા, ત્યારે સાબરમતીથી તાપી સુધીનાં ગુજરાતીઓ એ અદ્દ્ભુત જોડી સામે ઘડીભર જોઈ રહેતાં.

અબ્બાસ સાહેબ પાક મુસલમાન હતા. એક બાળક જેવા સરળ હતા. તેઓ કસરત નિયમિત રીતે કરતા હતા. તેમની પ્રમાણિકતાનો પ્રસંગ જાણીતો છે. સયાજીરાવ ગાયકવાડે અબ્બાસ સાહેબને વિલાયતથી એક આગબોટ ખરીદતા આવવાનું કહેલું. અબ્બાસ સાહેબે એક મોટી કંપનીમાં જઈ ભાવતાલ પૂછી સોદો કર્યો. દોઢ લાખ રૂપિયામાં આગબોટ ખરીદ કરી પૈસા ચૂકવી આપ્યા. પછી પેઢીના દલાલે અબ્બાસ સાહેબના હાથમાં સાડાસાત હજાર રૂપિયાનો એક ચેક મૂક્યો. અબ્બાસ સાહેબ કશું સમજ્યા નહિ. તેમણે પેલા અંગ્રેજ દલાલને પૂછ્યું : 'આ પૈસા શાના આપો છો?'

'બસ આપને મારા તરફથી બક્ષીસ.'

'પણ આ આગબોટ મેં મારા માટે ખરીદ કરી નથી એ તો ગાયકવાડ સરકાર વતી ખરીદી છે.'

'એ હું જાણું છું પણ આ રકમ તો તમને મારી પોતાની દલાલીમાંથી આપું છું. સમજ્યા સાહેબ! ફરી આવું કામ હોય તો કહેજો.'

'અબ્બાસ સાહેબ સમજી ગયા આ માણસ આવડી મોટી રકમ વળતર તરીકે નહિ પણ એક જાતની શાહુકારી લાંચ તરીકે મને આપે છે મારાથી એ કેમ લેવાય?' વડોદરા આવી એ રકમ વડોદરા રાજ્યની તિજોરીમાં અબ્બાસ સાહેબે જમા કરાવી. જ્યારે ગાયકવાડ સરકારને આ વાતની ખબર પડી, ત્યારે તેમણે ઘણા માનપૂર્વક અબ્બાસ સાહેબને ધન્યવાદ આપ્યા.

પ્રજાની સેવા કરતાં કરતાં ૮૨ વર્ષની ઉંમરે અબ્બાસ સાહેબ દેહ છોડીને અમર થયા.

## ૩૫

## ઠક્કર બાપા

મધરાત વીતી ગઈ હતી. જળ જંપી ગયાં હતાં. ગુજરાતના એક ગામડામાં એ વખતે નિશાળનાં બારણાં સામે એક ગાડું ખખડ ખખડ કરતું આવીને ઊભું રહ્યું. એ મધરાતના મુસાફરે ગાડામાંથી ઊતરી ભરઊંઘમાં પડેલા માસ્તરને જગાડ્યા. કોઈ ઉપરી અધિકારી હશે એમ ધારીને માસ્તર બેબાકળા ઊઠ્યા. બારણું ઉઘાડીને પૂછ્યું : 'કોણ ભાઈ ?' 'એ તો અમે છીએ. મારું નામ અમૃતલાલ ઠક્કર. મુંબઈથી વિઠ્ઠલભાઈ પટેલના મોકલ્યા અમે આવ્યા છીએ. આપણે આખા ગુજરાતમાં મફત ફરજિયાત ભણતર કરવું છે, તે આંકડા એકઠા કરવા નીકળ્યો છું, આપશો ને ?'



'ખુશીથી સાહેબ' માસ્તરના જીવમાં જીવ આવ્યો. એણે આવકાર આપતાં કહ્યું : 'પધારો અંદર અત્યારે આરામ કરો. કાલે સવારે....'

'સવારે નહિ, અમારે તો રાતોરાત પાછા બીજે ગામ જવું છે.'

માસ્તર નવાઈ પામીને જોઈ રહ્યા. તૂટેલું ફાનસ ચેતાવ્યું. નિશાળ ઉઘાડી આંકડા કાઢી આપ્યા. રાતના બેનો સુમાર થયો.

'માસ્તર !' ઠક્કર બાપાએ પૂછ્યુ: 'અત્યારે કોઈ રસોઈ કરી આપે ખરું ? અમે વાળું નથી કર્યું.'

માસ્તરે જાતે રસોઈ કરી. રાતના ત્રણ વાગ્યે જમીને ઠક્કર બાપા એ જ ગાડામાં બીજે ગામ જવા નીકળ્યા.

એ રીતે રાત દિવસ જોયા વિના ભૂખ, તરસ, તડકો ને વરસાદને વેઠીને ત્રીશ પાંત્રીશ વરસથી ઠક્કર બાપા હિંદુસ્તાનને ગામડે ગામડે ભમ્યા ગામડામાં ઢેઢ, ભંગી, ચમાર. ભીલ, આદિવાસી વગેરે પછાત



કોમોનાં ઝૂંપડામાં ફરતા. તેમનાં દુઃખદર્દ જાણે અને તે દૂર કરવા મથ્યા હિમાલયથી કન્યાકુમારી અને કરાંચીથી મણિપુર સુધી આખા ભારત વર્ષમાં એ ઘૂમી વળ્યા. એમને સૌ ઠક્કરબાપાના ગરવા નામથી ઓળખતા હતા. ભીલ, દૂબળા, આદિવાસી, ઢેઢ, ભંગી, ચમાર વગેરે દલિત કોમોની સેવામાં તેમણે પોતાનું જીવન અર્પણ કરેલું હતું.

ઠક્કરબાપાનું આખું નામ અમૃતલાલ વિઠ્ઠલદાસ ઠક્કર હતું. તેમનો જન્મ ઇ સ. ૧૮૬૯માં ભાવનગર મુકામે થયો હતો. ભાવનગરમાં મેટ્રિક થયા પછી પુના જઈ એલ. સી. ઈ. ની પરીક્ષા પસાર કરી તેઓ ઇજનેર બન્યા.

સૌરાષ્ટ્રની સંયુક્ત રેલવેમાં, વઢવાણ, પોરબંદર અને સાંગલી રાજ્યમાં તેમણે ઇજનેર તરીકે કામ કર્યું હતું ત્રણ વર્ષ આફ્રિકામાં યુગાન્ડા રેલવેનાં બાંધકામમાં ગાળ્યાં હતાં.

આફ્રિકાથી આવી મુંબઈની મ્યુનિસિપાલીટીમાં રોડ ઇજનેર તરીકે કામ કર્યું. મુંબઈમાં નોકરી કરતા તે દરમિયાન દલિતસેવક તરીકે પંકાતા શિંદે, દેવધર અને કર્વે વગેરેના પરિચયમાં આવ્યા. તે વખતથી ગરીબોની સેવામાં જીવન હોમવાના મનસૂબા શરૂ થયા. આખરે ઈ. સ. ૧૯૧૪માં નોકરી છોડી ગોખલેજીના હિંદસેવકસમાજમાં જોડાયા. તે દિવસથી ઠક્કરબાપાએ ગરીબોને કાજે ભેખ ધારણ કર્યો તેમ કહેવાય. ઇજનેર સાહેબ હતા, ત્યારે તે માથે કાળી ટોપી, કોટ, પાટલુન અને મોટી મૂછો રાખતા. હિંદસેવકસમાજમાં રોકાયા એટલે એ વાઘા ઉતાર્યા; અને જાડાં ધોતીયું, પહેરણ અને ફેંટો ધારણ કર્યાં. પાછળથી તો ફેંટો પણ ઉતાર્યો અને ઊંચી દિવાલની ઠક્કરબાપાના કદ્દાવર શરીરને શોભે તેવી જાડી ટોપી આવી.

મહાત્મા ગાંધીજી આફ્રિકાથી દેશમાં આવ્યા તે પહેલાં ઠક્કરબાપાએ પંચમહાલમાં ભીલસેવા મંડળ મારફત પછાત કોમની સેવા શરૂ કરી હતી. ઢેઢ, ભંગી અને ચમારની આભડછેટ તથા દુઃખો દૂર કરવા તેઓ મથતા હતા.

યરોડા મંદિરમાં ગાંધીજીએ હરિજન પ્રશ્ન માટે ઉપવાસ કર્યા. ત્યારપછી ઠક્કરબાપા ગાંધીજી સાથે આખા હિંદના પ્રવાસે નીકળ્યા. છ માસમાં ૧૨૫૮૪ માઇલની સફર કરી. હરિજનસેવક સંઘના મુખી તરીકે ગાંધીજીએ ઠક્કરબાપાની પસંદગી કરી.

આખા હિંદુસ્થાનનું હરિજનઉદ્ધારનું કામ ઠક્કરબાપાને શિરે આવ્યું. અખિલ હિંદ હરિજનસેવકસંઘનું મુખ્ય મથક દિલ્હીમાં રાખવામાં આવ્યું.

ઠક્કરબાપાએ કામની વ્યવસ્થા કરી ૨૬ પ્રાંતો અને તેની ૨૦૦ શાખાઓ કરી. તેના કાર્યકર્તાઓ નીમી દીધા સેંકડો કાર્યકર્તાઓ મારફત ઠક્કરબાપાએ ભગીરથ કામ ઉપાડયું.

એ કામને વ્યવસ્થિત કરવા અને વેગ આપવા હજારો માઈલના લાંબા લાંબા પ્રવાસ ઠક્કરબાપા ગોઠવતા; કલાકે કલાકની ચોકસાઈ રાખી પ્રવાસો ધારેલે વખતે પૂરા કરતા; અને કડક સેનાપતિની પેઠે શિસ્તપાલન કરાવતા.

હિંદુસ્થાનના લગભગ દરેક પ્રાંતમાં ઠક્કરબાપાને હાથે શરૂ થયેલાં દુષ્કાળરાહત રેલસંકટ નિવારણ, હરિજન સહકારી મંડળીઓ, હરિજન કૂવાઓ, શાળાઓ, આશ્રમો વગેરે કામો ચાલે છે; તેમાં લાખો રૂપિયા ઠક્કરબાપાને મળતા. તેનો પાઈએ પાઈનો અત્યંત ઝીણવટથી તેઓ હિસાબ રાખતા અને કાળજીપૂર્વક ખર્ચ કરતા. જ્યાં જ્યાં ભીડ પડે ત્યાં ઠક્કરબાપા વગર તેડાવે હાજર થઈ જાય અને ભીડ ભાંગવા રાતદિવસ એક કરી તન મન ધનથી મચી પડે.

ઠક્કરબાપાની આ મહાન સેવાની કદર તરીકે તેમના એકોતેરમા જન્મદિવસે તેમને રૂપિયા સિત્તોર હજારની થેલી અર્પણ કરવાનો આપણા દેશે નિર્ણય કરેલો. સિત્તોર હજારને બદલે એક લાખ સત્તર હજાર રૂપિયા એકઠા થયા. એ રકમ ઠક્કરબાપાએ હિંદના જુદા જુદા ભાગમાં પહાડોમાં વસતા આદિવાસીઓના ઉદ્ધાર અર્થે વાપરવા આપી. આદિવાસીઓ એટલે હિંદના અસલ વતનીઓ. એની સંખ્યા લગભગ અઢી કરોડ જેટલી થઈ જાય છે. એ આદિવાસીઓને શોધવા અને તેમની સ્થિતિ



જાણવા ઠક્કરબાપાએ છેક આસામમાં બ્રહ્મપુત્રાના કિનારાઓનાં જંગલો સુધીનો પ્રવાસ કર્યો અને કામ શરૂ કરાવ્યું.

ભીલો, હરિજનો, આદિવાસીઓ વગેરે માટે મૂંગે મોઢે જીવનની પળેપળ ખર્ચતા ઠક્કરબાપા આપણા ગુજરાતનું ગૌરવ હતા. ઠક્કરબાપા જેવા સપૂત એ જ ગરવી ગુજરાતનું સાચું ધન.

હિંદુસ્થાનમાં જ નહિ પણ આખી દુનિયામાં તરછોડાયેલા માનવ બંધુઓને છાતીએ ચાંપનાર અને તેમને માટે જ જીવનાર ઠક્કરબાપા જેવા પરોપકારી સંતો વિરલ હશે એવા તપસ્વીઓના તપને આધારે આ દુનિયા ચાલી રહી છે. ઠક્કરબાપા સને ૧,૯૫૧ ના જાન્યુઆરીની ૧૯ મી તારીખે ટૂંકી માંદગીમાં સ્વર્ગવાસી થયા. તેમના અવસાનથી સમગ્ર ભારતને મહાન એકનિષ્ઠ સેવકની ખોટ પડી છે.

---

## ૩૬
## બે ભાઈની જોડી



વિઠ્ઠલભાઇ પટેલ

નવી દિલ્હીમાં ધારાસભાના વિશાળ ખંડમાં ભીંત પાસે હથિયારબંધ સિપાઈ ઊભા રાખવામાં આવ્યા હતા. ખુરસીઓ ખાલી હતી. પૂતળાની પેઠે સૈનિકો ભીંતને ટેકે ચૂપચાપ ખડા હતા.

ધીમે ધીમે સભ્યો આવવા લાગ્યા પોતપોતાની ખુરસી પર બેસવા લાગ્યા. આખા હિંદુસ્થાનને માટે કાયદા ઘડનારી વડી ધારાસભામાં દેશના બુદ્ધિશાળી માણસો કાયદા ઘડવા બેસતા હતા. એમના પ્રમુખ તરીકે પહેલાં તો

અંગ્રેજને જ નીમતા હતા; પણ નવા સુધારા પ્રમાણે હિંદીને નીમવાનું નક્કી થતાં વિઠ્ઠલભાઈ પટેલને ચૂંટી કાઢવામાં આવ્યા હતા.

વિઠ્ઠલભાઈનો રૂઆબ ભલભલા રાજાનું ગુમાન ઉતારે તેવો હતો. બરાબર વખત થતાં પોતે ધારાસભામાં દાખલ થયા; તિરછી નજરે બન્ને બાજુ જોયું. સિપાઈઓને દીઠા, દાઢી પર હાથ ફેરવ્યો. એમનું મુત્સદ્દી મગજ ઝપાટાબંધ કામ કરવા લાગ્યું. સીધા પોતાની ખુરશી પર જઈને બેઠા. તરત જ ઊભા થઈને કહ્યું: 'આ સિપાઈઓ કોની પરવાનગીથી અહીં આવેલાં છે ?'

સિપાઈઓના ઉપરીએ જવાબ વાળ્યો :

'આપ નામદારોના રક્ષણ માટે એમને રાખેલા છે.'

'અમારે એમના રક્ષણની જરૂર નથી, એ બધાને બહાર લઈજાઓ.'

'પણ સેનાપતિનો હુકમ છે.'

'ધારાસભાની આ ચાર દિવાલો વચ્ચે એમાં પ્રમુખ સિવાય કોઈનો હુકમ ચાલતો નથી કૃપા કરી એમને લઈ જાઓ.'

સિપાઈઓને બહાર નીકળવું પડ્યું. કાયદાથી હાથ બાંધેલા હતા એટલે પ્રમુખનો હુકમ માનવો પડ્યો. વિઠ્ઠલભાઈની આ હિંમત માટે તેમને ચોમેરથી અભિનંદન મળ્યા.

ખેડા જિલ્લાના કરમસદ ગામમાં તેઓ જન્મ્યા હતા. વિલાયત જઈ બેરિસ્ટર થઈ આવ્યા હતા. ગાંધીજી આફ્રિકાથી દેશમાં આવ્યા પછી વિઠ્ઠલભાઈએ પૂરેપૂરું દેશસેવામાં ઝુકાવ્યું.

મુંબઈમાં મ્યુનિસિપાલિટીના વિઠ્ઠલભાઈ પ્રમુખ ચુંટાયા હતા ત્યારે વિઠ્ઠલભાઈને છ હજારનો પગાર મળતો હતો. તેમાંથી ખર્ચ જેટલું રાખી બાકીનું ગાંધીજીને આપી દેતા હતા. ગુજરાતના દુકાળ વખતે અને ખેડૂતના સત્યાગ્રહ વખતે વિઠ્ઠલભાઈએ સારી મદદ કરી હતી.



વિઠ્ઠલભાઈ પટેલ એક મહાન મુત્સદ્દી ગણાતા હતા. યુરોપમાં હવાફેર કરવા ગયેલા ત્યારે ત્યાંના કેટલાક રાજકર્તાઓની તેમણે મુલાકાત લીધી હતી. વિઠ્ઠલભાઈને તેઓએ ખૂબ માન આપેલું. વિઠ્ઠલભાઈ જેલમાં બિમાર પડ્યા હતા. હવાફેર માટે યુરોપ ગયેલા, ત્યાંજ તેમનું અવસાન થયું. તેમના શબને મુંબઈ લાવવામાં આવ્યું હતું. મુંબઈએ વિઠ્ઠલભાઈની શ્મશાનયાત્રા વખતે ભવ્ય વિદાયમાન આપી તેમની દેશસેવાની કદર કરી હતી.

**ડૉ. પ્રદ્યુમ્ન ભ. ખાચર**

## સરદાર વલ્લભભાઈ



સરદાર વલ્લભભાઈ

વિઠ્ઠલભાઈના નાના ભાઈ તે આપણા ગુજરાતના માનીતા સરદાર વલ્લભભાઈ પટેલ. સરદાર વલ્લભભાઈનું નામ હિંદ ભરમાં આજે ગાજી રહ્યું છે. હિંદુસ્થાન સ્વતંત્ર થયા પછી સ્વરાજની લગામ મુખ્યત્વે પંડિત જવાહરલાલ સાથે સરદાર વલ્લભભાઈના હાથમાં હતી. આપણા દેશને મજબૂત, બહાદુર, સંપીલો અને સમૃદ્ધ બનાવવા માટે સરદાર રાત દિવસ જહેમત ઉઠાવી રહ્યા હતા. સરદાર વલ્લભભાઈ પણ તેમના મોટાભાઈની માફક વિલાયત જઈને બેરિસ્ટર થઈ આવ્યા હતા. પછી

અમદાવાદમાં વકીલાત કરતા. એવામાં મહાત્મા ગાંધીજીએ સાબર-
મતી તીરે આશ્રમ સ્થાપ્યો ત્યાં વલ્લભભાઈ કોઈ કોઈ વાર જતા.
શરૂઆતમાં તો ગાંધીજીના સિદ્ધાંતોની મશ્કરી કરતા પણ ધીમે
ધીમે તેમને ગાંધીજીની વાત સાચી લાગી, અને તેઓ ગાંધીજીના
સાચા ભકત અને તેમના સૈન્યના સાચા સૈનિક બન્યા.
અમદાવાદ મ્યુનિસિપાલિટીના પ્રમુખ તરીકે તેમણે ગુજરાતના
પાટનગરને સ્વચ્છ, સુઘડ અને વ્યવસ્થિત બનાવ્યું.
નાગપુર, બોરસદ, અને બારડોલીના સત્યાગ્રહ જંગમાં તેમણે
આગેવાની લઈ વિજય અપાવ્યો. ત્યારથી તેઓ સરદાર વલ્લભભાઈ
કહેવાયા.
સને ૧,૯૨૭માં ગુજરાત ઉપર રેલસંકટ આવ્યું, ત્યારે શહેર
અને ગામડાં પાણીમાં ડૂબ્યાં હતાં, લોકોનાં ઢોરઢાંખર, વાડીવજીફા
અને ઘરબારની પારાવાર ખુવારી થઈ હતી. એ વખતે સરદાર
વલ્લભભાઈએ શેઠ શાહુકારો અને મુંબઈ સરકાર પાસેથી લાખો
રૂપિયા કઢાવ્યા. ગુજરાતમાં સારામાં સારા સ્વયંસેવકોની સેના ઊભી
કરી અને કુદરતી આફતમાં તારાજ થયેલી ગુજરાતને નંદનવન
બનાવી દીધી.
'ગુજરાતનું કોઈ નામ લેશો મા' અને 'માથું આપજો પણ
નાક આપશો મા' એવી ટેકીલી રણહાકથી ગુજરાતને મર્દ બનાવ-
નાર સરદાર વલ્લભભાઈ હિંદસ્વરાજની ઈમારતના એક મુખ્ય
સ્તંભ હતા. તેમને લીધે ગુજરાતનું ગૌરવ દેશભરમાં વધ્યું છે.
તેમનું સૌથી મહાન કાર્ય ભારતના તમામ રાજસ્થાનોનું એકમ
રચી તેને આપણા સ્વતંત્ર દેશમાં સમાવી દઈ અપૂર્વ એકતા
સાધી આપી એ છે. આપણા ભારતના એ સમર્થ પુરુષનું દુઃખદ
અવસાન તા. ૧૫ મી ડીસેમ્બર ૧,૯૫૦ના રોજ ૭૬ વર્ષની
ઉમરે થયું, ત્યારે આખો દેશ શોકમાં ગરકાવ થઈ ગયો હતો.

---



## ૩૮
## બહારવટિયો જોગીદાસ

ધોળા જંકશનથી થોડે દૂર દડવાની સીમમાં એક વેલડું ઉતાવળે ચાલ્યુ જતું હતું. શંકરદાદાના પોઠિયા જેવા બે દૂધમલિયા બળદ ગળાની ઘૂઘરમાળથી વગડો ગજવતા દોડયા જતા હતા. વેલમાં ભાવનગરનાં રાણીશ્રી નાનીબા બેઠાં હતાં. સાથે નાના બે કુંવર હતા. બાજુમાં બે ઘોડેસ્વાર એમનું રક્ષણ કરતા હતા. સાંજ પડવા આવી હતી ભાવનગરની હદ હજી દૂર હતી.

એ વખતે રઘો નામનો લૂંટારો પચીસેક ભાઈબંધો સાથે દોડતો આવી ચડયો અને વેલડાને રોકયું. વળાવિયા સાથે ઝપાઝપી શરૂ થાય

ડૉ. પ્રદ્યુમ્ન ભ. ખાચર



તે પહેલાં બીજી બાજુથી ભાવનગરના રાજા સામે બહારવટે નીકળેલા ખુમાણ જોગીદાસ ત્રીશ ચાલીશ ઘોડેસ્વાર સાથે આવી પહોંચ્યા એમણે દૂરથી પડકાર કર્યો: 'એલા કોણ છે ત્યાં?' રઘાએ અવાજ ઓળખ્યો અને હરખમાં આવી જઈ કહ્યું: 'કોણ જોગીદાસ ખુમાણ! બરાબર વખતસર પહોંચ્યા છો. આ તમારા દુશ્મનની રાણી લાગમાં આવ્યાં છે, લુંટી લ્યો, અને સાથે બે કુંવર છે, એને પુરા કરો, એટલે વેર વળી રહે.'

જોગીદાસ બહારવટે નીકળ્યા હતા પણ તેમના દિલમાં ખાનદાની ભરી હતી એમણે કહ્યું: 'રઘડા! મારે દરબાર વજેસિંહ સાથે વેર છે, નાનીબા સાથે નહિ; એ તો મારાં બહેન છે.'

'તો તમારી મરજી. અમે તો શિકાર જવા નહિ દઈએ.' એમ કહીને રઘાએ ઘોડો વેલ તરફ ફેરવ્યો એટલે સિંહની માફક જોગીદાસ ગર્જી ઊઠયો: 'ખબરદાર, રઘડા રણવગડામાં બાઈ માણસ ઉપર હાથ ઉપાડયો તો, એક હાથ તો તારો હુંઠો છે, પણ બંને સરખા થઈ જશે.'

રઘાએ જોગીદાસની આંખ સામે જોયું, એ સમજી ગયો. જોગીદાસ ખુમાણ સાથે બાથ ભીડવાની એની હિંમત ન ચાલી. પોતાના માણસોને લઈને ચાલ્યો ગયો.

જોગીદાસે વેલ પાસે આવી કહ્યું: 'નાનીબા ! ડરશો નહિ. ચાલો તમારી સાથે હું સીમાડા સુધી આવું છું.' સીમાડો આવ્યો જોગીદાસ ઊભો રહ્યો નાનીબાએ વેલનો પડદો ઊંચો કરી કહ્યું: 'ચાલો ભાઈ, ભાવનગર સાથે આવો, તમારા ચોરાશી ગામ પાછાં અપાવું ને બહારવટું પાર પાડું.'

જોગીદાસે ઉત્તર વળ્યો: 'ના બહેન, એમ દરબારની મહેરબાની મારે નથી જોઈતી, અમે તો સામસામા રણમેદાને ભેટશું ત્યારે જ બહારવટું પાર પડશે' નાનીબા ચાલ્યાં ગયાં.

કુંડલા આસપાસનાં ચોરાશી ગામ ખુમાણ પાસેથી ભાવનગર દરબારે લઈ લીધેલાં, તેથી જોગીદાસ બહારવટે નીકળ્યો હતો; પણ કદી ખાનદાની ચૂકયો ન હતો. એકવાર દરબારનો કુંવર ગુજરી ગયાના ખબર સાંભળી, પોતે પોતાની બીક છોડી દરબારમાં ખરખરો કરી આવ્યો હતો.

જોગીદાસ પરસ્ત્રી સામે નજર સુદ્ધાં નાખતો નહિ. ભૂલમાં એ નિયમમાં ભંગ પડે તો આંખમાં મીઠાનું ભરણ ભરતો.

જોગીદાસની ઉદારતા, બહાદુરી અને ટેક 'જોઈને દરબાર વજેસિંહજી પીગળી ગયા. તેમણે જોગીદાસને ભાવનગર બોલાવ્યા અને માનપૂર્વક પોતાને પડખે બેસાડયા બહારવટું પાર પાડયું. જોગીદાસ ખુમાણ સૌરાષ્ટ્રના સંત બહારવટિયા તરીકે પ્રખ્યાત છે.





## ૩૯

## દયાળુ રાજા



રાજકોટમાં મરકીનો ચેપી રોગ ફાટી નીકળ્યો. તાવ આવે, ગાંઠ નીકળે અને માણસ ત્રણ દિવસમાં ઊડી જાય શહેરમાં હાહાકાર વર્તી ગયો. સુખિયા લોકો બહાર ગામ જવા લાગ્યાં. શેઠ શાહુકારો અને અમલદારોએ ઉચાળા ભર્યા. રાજા સર લાખાજીરાજને દીવાને કહ્યું : 'બાપુ! આપ પણ કોઈ હવા ખાવાના સ્થળે જાઓ તો સારું'

'કોણ હું ? જ્યાં મારી રૈયત ત્યાં હું. આ ગરીબ લોકોને છોડીને હું ભાગી છૂટું તો મારી ક્ષત્રિવટ શા કામની ?'

લાખાજીરાજે રાજકોટ ન છોડયું. હંમેશાં નિયમ પ્રમાણે લતે લતે ફરવા નીકળે. એક ઝૂંપડીમાં ડોશી બિમાર હતી. કોઈ ચાકરી કરનાર હતું નહિ. રાજાએ ઝૂંપડીમાં જઈને ડોશીમાને શરીરે હાથ ફેરવ્યો 'કેમ મા કેમ છો ?'

'સારું માડી, આ રોયાં મચ્છર સુખે સૂવા દેતાં નથી.'

નોકરો સામે જોઈને રાજાએ હુકમ કર્યો: 'જાઓ મચ્છરદાની લઈ આવો.'

નોકર ચાલ્યો, દશ ડગલાં નહિ ગયો હોય ત્યાં પાછો બોલાવી કહે: 'જો અત્યારે દુકાનો બંધ હશે, મહેલમાં જઈ મારા પલંગ પરથી છોડી લાવીને અહીં બાંધી દો.' ડોશીમાની દુઆ લઈ રાજા આગળ ચાલ્યા.

લાખાજીરાજે લોકો રાજકારભારમાં ભાગ લેતા થાય તે માટે પ્રજાપ્રતિનિધિ સભા સ્થાપી. રમત ગમત અને કવાયતથી યુવાનોનાં શરીર મજબૂત બનાવવા શહેર અને ગામડાઓમાં મંડળો ઊભાં કર્યાં. કેળવણીમાં ખૂબ વધારો કર્યો.

પણ એ ભલા અને પ્રજાપ્રેમી રાજા ભરજુવાનીમાં આ લોકમાંથી ચાલ્યા ગયા અને તેનાં આદર્યાં અધૂરાં રહ્યાં.

---

૪૦

## ઓતા ગાંધી અને કબા ગાંધી

જૂનાગઢની કચેરી અમીર ઉમરાવથી ઊભરાઈ રહી છે. નવાબ સરકાર ઊંચે આસને બેઠા છે; વજીર નીચી નજરે વાત કરી રહ્યા છે. એ વખતે દરવાને આવી ખબર આપ્યા: 'પોરબંદરના દિવાન ઓતા ગાંધી આવે છે.' 'આવવા દો.'

માથે આંટિયાળી પાઘડી, લાંબુ કસવાળું અંગરખું, પગ સુધી પહોંચતું ધોતીયું. ઓતા ગાંધી કચેરીમાં દાખલ થયા. આવીને ડાબે હાથે સલામ ભરી. નવાબ ઓતા ગાંધીને પીછાનતા હતા. જરાપણ રોષે ન ભરાતાં નવાબે પૂછ્યું :

'કેમ ગાંધી ડાબે હાથે સલામ ભરી ?'

'જમણો હાથ પોરબંદરના મહારાણાને અપાઈ ચૂકયો છે, નામદાર!'

'અમે સાંભળ્યું કે ત્યાંથી તમને રજા મળી ?'

'મેં રજા લીધી છે, પોતાનું સ્વમાન તો સાચવવું જ જોઈએ ને?' પણ એ તો ચાર દિવસ પછી પાછા ભેગા બેસીને જમીશું.

થોડા દિવસ જૂનાગઢ રહી ઓતા ગાંધી પોરબંદર પાછા આવ્યા અને ત્યાં દીવાન તરીકે રહ્યા.



તેમના પુત્ર કબા ગાંધી પોરબંદરમાં અને રાજકોટમાં દીવાન બન્યા, એ વખતે રાજકોટમાં અંગ્રેજોનું થાણું નવુંસવું હતું. ગોરા અમલદારોનો કડપ ભલભલા રાજાઓને થથરાવતો હતો. એક વાર રાજ્યની બાબતમાં એજન્ટ સાહેબ સાથે કબા ગાંધીને આકરી ચર્ચા થઈ. તેમાં પોતાના તેજ સ્વભાવ મુજબ તેઓ ઊંચે સાદે બે શબ્દ બોલ્યા, એથી સાહેબ ગુસ્સે થઈ ગયા અને કબા ગાંધીને કહ્યું: 'તમે શું સમજો છો ? માફી માંગો, શબ્દો પાછા ખેંચી લો'

એટલી જ દૃઢતાથી કબા ગાંધી બોલ્યા:

'હું જે બોલ્યો છું તે સાચા શબ્દો છે. તેમાં માફી માગવાપણું ન હોય.'

'તો તમને કેદમાં પૂરવા પડશે.'

'એની મને પરવા નથી.'

પોલિટિકલ એજન્ટે ખીજાઈને કબા ગાંધીને અટકમાં રાખ્યા, છતાં તેઓ ન ડગ્યા; એટલે પાછળથી છોડી મૂકવા પડયા.

તેમણે પોરબંદર, રાજકોટ, વાંકાનેર વગેરે રાજ્યોમાં દીવાનગીરી કરી હતી. સૌરાષ્ટ્રના મુત્સદ્દીઓમાં કબા ગાંધીનું નામ એ વખતે મોખરે હતું.

કબા ગાંધીનું આખું નામ કરમચંદ ગાંધી હતું. હવે તમે તેમને ઓળખી લીધા હશે.

પોતાનુંજ નહિ પણ હિંદુસ્થાનનું નામ આખી દુનિયામાં ઊજળું કરનાર મહાત્મા ગાંધીજીના એ પિતાશ્રી થાય.

## મહાત્મા ગાંધીજી




આ વાતને આજે પચાસ જેટલાં વરસ વીતી ગયાં છે: છતાં કાલ સવારે બની હોય એટલી એ તાજી છે.

ચોવીશ વર્ષના નવજુવાન ગાંધી બેરિસ્ટર દક્ષિણ આફ્રિકાના ડરબન શહેરમાં આઠ દિવસ રહી કેસના કામે પ્રિટોરિયા જવા નીકળ્યા. નાતાલની રાજધાની મેરિત્સબર્ગમાં નવેક વાગે ટ્રેન પહોંચી. નવો દેશ, નવો વેશ, નવો અનુભવ; ગાંધી બેરિસ્ટર આરામથી પહેલા વર્ગના ડબામાં આડા પડયા પડયા બધું નિહાળતા હતા. ફ્રીક કોટ, નેકટાઈ, અપ-ટુડેટ પોશાક પહેર્યો હતો. એક ગોરો પાસેથી નીકળ્યો, ધારી ધારીને જોવા લાગ્યો; થોડીવારે બે અમલદારોને તેડી લાવ્યો. તેમાંના એકે રોફથી કહ્યું: 'તમારે ત્રીજા ડબામાં જવાનું છે.'

'મારી પાસે પહેલા વર્ગની ટિકિટ છે.'

'ભલે રહી.'

'પણ હું છેક ડરબનથી



આજ ડબામાં બેઠો છું અને આજ ડબામાં આગળ જવાનો છું.'

'એ નહિ ચાલે.' અમલદારે ભવાં ચડાવ્યાં.

'તમારે ઊતરવું જ પડશે. નહિ ઊતરો તો સિપાઈ ઉતારશે.'

તરત સિપાઈ આવ્યો. ગાંધીજીનો હાથ પકડયો. ધક્કો મારીને નીચે ઉતાર્યા. સામાન ઉતરાવી નાખ્યો. ગાંધીજીએ બીજા ડબામાં જવા ચોખ્ખી ના પાડી; ગાડી ચાલી ગઈ.

શિયાળાની ઠંડીમાં ગાંધીજી ઠુંઠવાતા બેસી રહ્યા ઓવરકોટ સામાનમાં હતો પણ અપમાન થવાની બીકે ન માગ્યો. ચોવીશ વર્ષનો બીન અનુભવી જુવાન અજાણ્યા મુલકમાં સ્વમાન ખાતર આકરી ઠંડી સામે યુદ્ધ કરતો બેસી રહ્યો.

સવારમાં ગાંધીજીએ ડરબન તાર આપ્યો: એક રેલવેના ઉપરીને, બીજો તેમના અસલી શેઠ દાદા અબ્દુલ્લાને, મેરિત્સબર્ગના વેપારીઓને ખબર પડતાં તેઓ સ્ટેશને મળવા આવ્યા. 'અમારે રોજ આવાં અપમાન ગળવાં પડે છે' કહીને આશ્વાસન આપ્યું. તેવામાં સ્ટેશન માસ્તરે આવી સલામ કરી કહ્યું: 'ચાલો ગાંધી સાહેબ! રેલવેના વડા તરફથી આપને પહેલા વર્ગમાં સગવડ કરી આપવાનો તાર આવ્યો છે.' પહેલી જ ટ્રેનમાં ગાંધીજી 'પહેલા વર્ગમાં આગળ ગયા.

પણ આથી વધારે આકરી કસોટી બીજે થઈ.

સવારે ગાડી ચાર્લ્સ ટાઉન નામના સ્ટેશને પહોંચી, ત્યાંથી જોહાન્સ બર્ગ જવા માટે એ વખતે ટ્રેન નહોતી. ઘોડા સિગરામ હતા. ગાંધીજીએ સિગરામની સળંગ ટિકિટ લીધેલી હતી. આનાકાની પછી સિગરામવાળાએ ગાંધીજીને સિગરામની બહાર બેસાડયા. સૌની સાથે સિગરામમાં બેસવાનો હક્ક હતો; છતાં ગાંધીજી બહાર બેઠા, એટલો ઘુંટડો ગળી ગયા. બપોરે એક ગામમાં નાસ્તા પાણી કરી ફરી સિગરામ ચાલ્યો; ત્યારે પેલા કંપનીવાળાને

બહાર બેસવાની મરજી થઈ. એ ભાઈસાહેબને બીડી પીવી હતી; થોડી હવા ખાવી હતી. અંદર ગોરાઓની સાથે કાળા બેરિસ્ટરને કેમ બેસાડાય ? એણે એક મેલું સરખું ગુણિયું પગ મૂકવાની જગ્યાએ બિછાવ્યું. ગાંધીજીને કહે! 'સામી ! તું અહીં બેસ, મારે હાંકનાર પાસે બેસવું છે.'

આ અપમાનનો ઘા ગાંધીજીને અસહ્ય લાગ્યો, અંદર ઘૂમી રહ્યા હતા, છતાં શાંતિપૂર્વક કહ્યું, 'તમે મને અહીં બેસાડયો એ અપમાન મેં સાંખી લીધું મારો અંદર બેસવાનો હક છતાં તમે અંદર બેઠા અને મને બહાર બેસાડયો હવે તમારે બેસવું છે ને બીડી પીવી છે એટલે મને તમારા પગ પાસે બેસાડો છો; હું અંદર બેસવા તૈયાર છું, પણ તમારા પગ આગળ બિલકુલ બેસનાર નથી.'

ગાંધીજી આટલું બોલી રહે તે પહેલાં પેલાનો મિજાજ ગયો, અને ફડાફડ તમાચાનો વરસાદ વરસાવ્યો !

હિંદુસ્થાનથી ચાર હજાર માઈલ દૂર જંગલ જેવા મુલકમાં તુમાખી ગોરાઓના હાથમાં એક અજાણ્યો યુવક આવી પડયો. ગાંધીજીએ પોતાની સાચી વાત ન છોડી, નાનો પ્રહલાદરામ વળગ્યો હતો તેમ પિત્તળનો સળિયો હતો તેને બાઝી પડયા. પેલો ગોરો બાવડું ઝાલીને ખેંચવા લાગ્યો. ગાંધીજીએ નિશ્ચય કર્યો કે, કાંડું ખડી જાય તો ભલે પણ સળિયો છોડવો નથી. પેલો અલમસ્ત હતો. ગાંધીજી તો સુકલકડી. કોણ પોતાના નિશ્ચયમાં મક્કમ રહે છે તે અંદરના ઉતારુ જોઈ રહ્યા હતા. એક બાજુ પશુ બળ, બીજી બાજુ આત્મબળ. જયારે પેલો મારતાં થાકતો જ નથી એમ અંદર બેઠેલા ગૃહસ્થોએ જોયું, ત્યારે એક જણ બોલી ઊઠયો: 'અલ્યા એ ! એને શા માટે મારે છે ? એની વાત સાચી છે. ત્યાં જગ્યા ન હોય તો અંદર ભલે બેસે.'



'બિલકુલ નહિ' એમ મોઢેથી એ બોલ્યો, પણ ભોંઠો પડી ગયો ગાંધીજીનું બાવડું છોડી દીધું. ગાંધીજી પોતાની જગ્યાએ બેસી રહ્યા. બીજી બાજુ એક નોકર બેઠો હતો તેને નીચે બેસાડી પોતે ત્યાં બબડતો બેઠો.

ત્યાર પછી ગાંધીજી એકવીશ વર્ષ આફ્રિકામાં રહ્યા તે દરમિયાન ઉપર જણાવ્યાં તેવાં અનેક બૂરાં અપમાનનો સામનો કર્યો, કેટલીક વાર તો મરણતોલ માર ખાધો, છતાં સત ન છોડયું. વેરીને પ્રેમથી પોતાના કર્યા. પશુબળ કરતાં આત્મબળ અનેકગણું ચડિયાતું છે, એ વાત જગતને સહન કરીને સાબિત કરી આપી.

દક્ષિણ આફ્રિકામાં હિંદીઓ ઉપર ભારે કર હતા. આઠ વરસ લડીને એ રદ કરાવ્યા. એને માટે હજારો સ્ત્રીપુરુષો જેલમાં ગયાં. ગાંધીજીએ પણ જેલમાં પથ્થર ફોડયા; પાયખાનાં સાફ કર્યાં.

ઈ સ. ૧,૯૧૫ માં આફ્રિકામાં વિજય મેળવી હિંદમાં આવ્યા સાબરમતી તીરે સત્યાગ્રહ આશ્રમ સ્થાપ્યો. પંદર વરસ સુધી તપ કર્યું; એ તપથી દેશને જગાડયો. જેલ, લાઠી, અને બંદૂકોનો ડર છોડાવ્યો. ગામેગામ રેંટિયા ચાલુ કરાવ્યા હાથઉદ્યોગને સજીવન કરવા પ્રયાસ કર્યા. હિંદુ મુસ્લીમ એકતા કરવા એકવીશ દિવસના ઉપવાસ કર્યા આભડછેડ ટાળવા પ્રાણની પથારી કરી હતી.

સરકાર સામે તેમની શાંતિની લડત ચાલુ છતાં તેમના દિલમાં પ્રેમભાવ હતો. દુનિયામાં કોઈપણ માણસ તરફ તેમને વેરભાવ ન હતો. માણસ માત્રના ભલા માટે એ જીવ્યા.

ગાંધીજીએ ૧૯૩૦માં સત્યાગ્રહની લડત ઉપાડેલી, તેનું ૧,૯૩૧માં સમાધાન થયું. તે વખતે હિંદના વાઈસરોય સાથે આખા હિંદુસ્થાનની પ્રજા વતી ગાંધીજીએ કરારનામા ઉપર સહી કરી હતી. વિલાયતમાં સ્વરાજનો ખરડો ઘડવા ગોળમેજી પરિષદ ભરાયેલી તેમાં મહાસભાએ પોતાના પ્રતિનિધિ તરીકે એકલા

ગાંધીજીને મોકલ્યા હતા. તે વખતનાં ગાંધીજીનાં ભાષણો ઐતિહાસિક ગણાય છે. યુરોપમાં ત્યાં લોકોએ ગાંધીજીનું એક અદ્વિતીય મહાપુરુષ તરીકે સન્માન કર્યું હતું.

હિંદનાં ગામડાં ભાંગતાં જાય છે; ગામડાંનાં રસ, કસ, બુદ્ધિ, કળાકારીગરી બધું શહેરમાં ઘસડાઈ જાય છે; તેને અટકાવવા ગાંધીજી વર્ધા પાસે સેવાગ્રામ નામનાં ગામડામાં જઈને રહ્યા. ત્યાં માટીના ઝૂંપડામાં જિંદગી ગુજારી ગાંધીજીના ધર્મપત્ની કસ્તુરબાએ પણ જીવિત પર્યંત તેમને દેશસેવામાં સાથ આપ્યો.

પોરબંદરના અંધારા ખૂણામાં જન્મેલા ગુજરાતના એક સપૂત સારી આલમને શાંતિનો સંદેશો સંભળાવી રહ્યા. ગાંધીજીનું નામ દુનિયાને ખૂણે ખૂણે પહોંચેલું છે. ગાંધીજી હિંદના પ્રાણ હતા. દેશને ગામડે ગામડે ફરી તેમણે ગરીબોનાં દુઃખને નજરે નિહાળ્યાં; અને એ ટાળવા જાતને ઘસી નાખી. ગાંધીજી સતના પૂજારી ને પ્રેમના પયગંબર હતા.

પૂજ્ય મહાત્માજીની દોરવણી અને તેમના તપના પ્રભાવથી જ આપણા દેશને સ્વરાજ મળ્યું છે. તેઓશ્રીની પવિત્ર અને હિંમતભરી લડતોથી આપણે સ્વતંત્ર થયા. તેઓના જમણા ડાબા હાથ સમાન પંડિત જવાહરલાલ નહેરૂ અને સરદાર વલ્લભભાઈ પટેલ દેશનું ઘડતર કરવા લાગ્યા છે.

આવો સોનેરી દિવસ આપણા દેશમાં ઊગ્યો; પણ આપણા કમભાગ્યે એક હિંદુ જુવાને પૂજ્ય મહાત્માજી પ્રાર્થના કરવા જતા હતા, તે વખતે બંદૂકની ગોળીથી તેમનું ખૂન કર્યું! આખા દેશમાં અને દુનિયામાં હાહાકાર મચી ગયો. દુનિયા દુઃખમાં ડૂબી ગઈ. બાપુજીના છેલ્લા શબ્દો 'હે....રામ' હતા. તેમની સમાધી જમના નદીને તીરે દિલ્હીમાં રાજઘાટ ઉપર છે. પૂજ્ય મહાત્માજીનું નામ સદાકાળ અમર રહેશે.

---



## ૪૨
## સ્વરાજનો ઝંડો

દિલ્હીની ગાદી મોગલ બાદશાહોના હાથમાં આવ્યા પછી હિંદુસ્થાનનાં નાનાં રાજ્યો તૂટવા માંડયાં હતાં. ગુજરાતની બાદશાહી પણ નબળી પડી, ધીમેધીમે મોગલ બાદશાહના સૂબાઓના હાથમાં આવી હતી.

મોગલાઈ પડી ભાંગ્યા પછી અંગ્રેજી સત્તા સ્થપાઇ. જે રજવાડાં રહ્યાં, તે પણ અંગ્રેજનાં તાબેદાર જેવાં બની ગયાં. વડોદરાના ગાયકવાડ અને સૌરાષ્ટ્રના કેટલાક રાજાઓ અંગ્રેજી સત્તાના ખંડિયા રાજા જેવા થઈ ગયા.

મહાત્મા ગાંધીએ મહાસભાની સરદારી લીધી અને સત્યાગ્રહ સંગ્રામથી અંગ્રેજી સત્તા, ખોખરી કરી નાખી. સને ૧,૯૨૧, ૧,૯૩૦ અને ૧,૯૪૨માં સંગ્રામો થયા. આખરે ૧,૯૪૭ના ઓગસ્ટ માસની ૧૫મી તારીખે અંગ્રેજોએ હિંદની સત્તા પ્રજાના હાથમાં સુપ્રત કરી. પંડિત જવાહરલાલ નહેરૂ વડાપ્રધાન બન્યા. હિંદની રાજધાની દિલ્હીના કિલ્લા ઉપર આપણો ત્રિરંગી રાષ્ટ્રધ્વજ ફરકયો. એ ઝંડા નીચે આપણા ગુજરાતે પણ સ્વરાજ પ્રાપ્ત કર્યું છે. ગુજરાતના પાટનગરમાં અને ગામે ગામ સ્વરાજ્યનો સૂર્ય ઊગ્યો છે અને સ્વરાજનો ત્રિરંગી ઝંડો ફરકી રહ્યો છે.

ભારતીય રાષ્ટ્રધ્વજમાં જે ત્રણ રંગો છે તેમાં પ્રથમ પટ્ટો કેસરી રંગનો છે. તે શૌર્ય, સ્વાર્પણ તથા નમ્રતા સૂચવે છે. બીજો પટ્ટો સફેદ છે તે પવિત્રતા, સમભાવ અને બધા વર્ગનું ઐકય સૂચવે છે. ત્રીજો પટ્ટો લીલો છે, તે દેશની હરિયાળી જન્મભૂમિની આબાદી સૂચવે છે. વચલા પટ્ટામાં આસમાની રંગનું અશોકચક્ર છે, તે શાંતિમય સામ્રાજ્ય તથા ઉદ્યોગનું સૂચન કરે છે. આ ધ્વજને હિંદુસ્થાનની સર્વોપરી લોકસભાએ માન્ય કર્યો છે. તેની પ્રતિષ્ઠા જાળવવી એ આપણો ધર્મ છે. એને હજારો વંદન હો.

# ભારતીય ધ્વજગીત

જય જય જય ધ્વજ ભારતીય,
અશોકચક્ર–સુદર્શન–અંકિત જય૦ ॥ ટેક ॥
સ્વતંત્ર — ભારત — રાષ્ટ્ર — વિભૂતિ,
પ્રાચીન સંસ્કૃતિયાંકી ધૃતિ,
માતૃભોમકી ચેતન—મૂર્તિ — જય૦
કેસરી ત્યાગ વિનમ્ર મનાતા
વર્ણ–સુસંગતિ શ્વેત બતાતા
જન્મભૂમિ સા હરા સુહાતા....જય૦
નિર્દોષોં કે કટે શિરોં સે,
સિંચિત હો અભિનવ રુધિરોંસે,
દિગંતયશસ્વાર્પણ રુચિરોંસે,....જય૦
ઓર તમન્ના આઝાદી કી,
દર્શનસે દિલભર બઢ જાતી;
શાંતિકી સુષમા લહરાતી....જય૦
માનવતા કે મંત્ર સૂનાકર,
સભ્ય, ખડા, નિર્ભય સૈનિકકર,
ઉન્નત ફરક રહા ગૌરવભર....જય૦
વિઘ્ન હજારોં સે વિદ્રોહી,
ક્યોં ન કરેં ચાહે સો ઓહિ;
કભી ન ઝૂકનેવાલા વોહિ....જય૦
યહ 'જયહિંદ' પુકાર રહા હે,
પ્રાણોં તક બલિ હોકર ચાહે,
ઉનકી શાન સદૈવ નિબાહેં....જય૦

ત્રિભોવન

# લેખક પરિચય




## પ્રા. ડૉ. પ્રદ્યુમ્ન ભ. ખાચર,

એમ.એ., પીએચ.ડી. (ઈતિહાસ)


હોદ્દો : અધ્યક્ષ, ઈતિહાસ વિભાગ, ડૉ. સુભાષ મહિલા કોલેજ, જૂનાગઢ.

પ્રકાશન : ૨૫ પુસ્તકો અને ૧૮૦ લેખો

કટાર લેખન : લોક કથાની વાતો, મુંબઈ સમાચાર, સૌરાષ્ટ્ર ઈતિહાસને પાને, ફૂલછાબ

વિશેષ સિદ્ધિઓ : સૌરાષ્ટ્ર યુનિ., ઈતિહાસ ભવનમાં પ્રથમ પ્રો. કેશવલાલ કામદાર પ્રાઈઝ, ગુજરાતી વિશ્વકોશમાં અધિકરણનું આલેખન, એન.સી.સીનું 'સી' સર્ટી. બી. ગ્રેડ સાથે પાસ, યુ.જી.સી માઈનોર રીસર્ચ પ્રોજેક્ટ–'ગીતોમાંથી પ્રાપ્ત થતો સૌરાષ્ટ્રના રાજવીઓનો ઈતિહાસ'., ડૉ. ધીરૂભાઈ પી. વાળા લિખિત 'ઈતિહાસનો આરાધક' ડૉ. પ્રદ્યુમ્ન ખાચરના જીવન, ઈતિહાસ અને સંશોધન કાર્યને આલેખતું પુસ્તક.

તસવીર પ્રદર્શનો : જૂનાગઢ, જામનગર, રાજકોટ, ગોંડલ, પ્રભાસ પાટણ, રાંધેજા.

સંશોધન માર્ગદર્શન : પીએચ.ડી.ના માન્ય માર્ગદર્શક અધ્યાપક

મુખ્ય પુસ્તકો :

(૧) કાઠિયાવાડ સર્વ સંગ્રહ (૨) ગિરનારનો ઈતિહાસ

(૩) સોરઠ સરકાર નવાબ મહાબતખાનજી (૪) તસવીરોમાં જૂનાગઢ

(૫) સૌરાષ્ટ્રનો ગૌરવવંતો ઈતિહાસ (૬) કાઠીઓ અને કાઠિયાવાડ

(૭) સોરઠની વિદ્યાપીઠ બહાઉદ્દીન કોલેજ (૮) કાઠિયાવાડના રાજવીઓ

(૯) બાબી રાજવંશના ગીતો (૧૦) ભૂચરમોરીની લડાઈ

(૧૧) પ્રાચીન ભારતના વિદેશીયાત્રી (૧૨) ઈતિહાસ એટલે ?

મુલાકાતી વ્યાખ્યાતા : પોલીસ ટ્રેનિંગ સેન્ટર, જૂનાગઢ. જી.પી.એસ.સી.ના તાલીમ વર્ગો, ઈતિહાસ અનુસ્નાતક કેન્દ્ર, બહાઉદ્દીન કોલેજ ગ્રામ્ય વિકાસ એજન્સી,પંચાયતી રાજ તાલીમ કેન્દ્ર જૂનાગઢ.







# સૌરાષ્ટ્રનો ગૌરવવંતો ઇતિહાસ




લેખક

ડૉ. પ્રદ્યુમ્ન ભ. ખાચર







# કાઠીઓ અને કાઠિયાવાડ













પ્રા. ડૉ. પ્રદ્યુમ્ન ખાચર

# કાઠિયાવાડ સર્વસંગ્રહ

















કર્નલ જે. ડબલ્યુ. વોટસન

પ્રાચીન-અર્વાચીન જૂનાગઢનો સચિત્ર ઈતિહાસ

# તસવીરોમાં જૂનાગઢ




ડૉ. પ્રદ્યુમ્ન ભ. ખાચર
ડૉ. ધીરુભાઈ પી. વાળા

# સોરઠની વિદ્યાપીઠ બહાઉદ્દીન કૉલેજ







લેખક : પ્રા. પ્રદ્યુમ્ન ભ. ખાચર

# ઈતિહાસ એટલે ?




પ્રદ્યુમ્ન ભ. ખાચર

# ભૂચર મોરીની લડાઈ



: લેખક :

પ્રા.પ્રદ્યુમ્ન બી. ખાચર

# પ્રાચીન ભારતના વિદેશીયાત્રી




: લેખક :

પ્રા. પ્રદ્યુમ્ન બી. ખાચર





સૌરાષ્ટ્ર યુનિવર્સિટી

રાજકોટ

હરિ હરખિયા કાઠીને જોઈ, કહે કાઠી જેવા નહીં કોઈ,
કાઠી માયાળુ ને શૂરા, પ્રેમભક્તિ વિશે પૂરા.



# સ્વામિનારાયણ સંપ્રદાયમાં કાઠી દરબારોનું પ્રદાન



ડૉ. પ્રદ્યુમ્ન ભ. ખાચર

# સૌરાષ્ટ્ર-ગુજરાત ના શાસકોની વંશાવળીઓ

: સંયોજક :

પ્રા. પ્રદ્યુમ્ન. ભ. ખાચર

**પ્રકાશક**

સૌરાષ્ટ્ર કચ્છ ઇતિહાસ પરિષદ

જૂનાગઢ.

**લેખક**

**ડૉ. પ્રદ્યુમ્ન ભ. ખાચર**

અધ્યક્ષ, ઈતિહાસ વિભાગ,

ડૉ. સુભાષ મહિલા કોલેજ

જૂનાગઢ

**પ્રકાશક**

**ડૉ. પ્રદ્યુમ્ન ભ. ખાચર**

'શિવશક્તિ' વાલાણી નગર,

પ્લોટ નં. ૧૪, શેરી નં : ૨ જૂનાગઢ

ઈમેલ : **pkhachar@gmail.com**

મો. ૯૮૭૯૪૨૧૦૨૫